श्रीबालकृष्णो जयति.

श्रीमद्गोस्वामि श्रीजदुनाथजी महाराजनां बेटीजी

# श्रीजशोदा बेटीजी महाराज कृत

# काव्य.

---

ભાવિક વૈષ્ણવો માટે

છપાવીને પ્રસિદ્ધ કરનાર

श्रीमद्गोस्वामि श्रीव्रजरत्नलालजी महाराजश्रीनी

आश्रित

સુરત વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી તરફથી

નાનાભાઇ ઘેલાભાઈ

---


अमदावाद मध्ये

ટંકશાળમાં ધી અ૦ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં

મોતીલાલ શામળદાસે છાપ્યું.

---

સંવત્ ૧૯૬૯ સને ૧૯૧૩

---

ન્યોછાવર આઠ આના.

# પ્રસ્તાવના.



વર્ત્તમાનકાળમાં માણુસ માત્રને ભગવદ્ગુણાનુવાદમાં સદૈવ વાણિવિલાસ કરવાનું વ્યસન પડે તો તેનું પરિણામ ઐહિકામુષ્મિકમાં (આ લોક ને પરલોકમાં) ફલદાયી છે. કલિકાળમાં એક શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ, મનન, અને સેવા એજ મુખ્ય છે. તે શ્રીકૃષ્ણ એજ કે જે સારસ્વત કલ્પમાં નંદાત્મજ કલાપૂર્ણ પ્રભુનો પ્રાદુર્ભાવ વ્રજને વિષે થયલો જેની લીલા કે અગિયાર વર્ષ ને બાવન દિવસ પર્યંતની અદ્ભૂત, અવર્ણનીય, અને અનુપમ સદા સર્વદા સ્થિતિમાં છે. એ પ્રભુને અને તેની લીલાને શ્રીમદ્વલ્લભાચાર્યજી મહા પ્રભુએ પ્રગટીને આવિર્ભાવ કરાવ્યો. ને એ પુષ્ટિ પ્રભુ શ્રીકૃષ્ણપરમાત્મા સદા સર્વદા સેવનીય છે એવો શુદ્ધાદ્વૈત પુષ્ટિ ભક્તિમાર્ગ પ્રવર્ત્તાવ્યો. જેમાં કે સેવ્ય ને સેવકની ઐકયતા રહેલી છે. તે આચાર્ય ચરણ શ્રીમદ્વલ્લભાચાર્યજીના કૂળમાં સાક્ષાત્ શ્રીજમુના મહારાણીના સ્વરૂપભૂત શ્રી જશોદાબેટીજી મહારાજે પ્રગટીને મંદીરસંબંધીના અનેકાનેક કટાકટીના ઝઘડાને લીધે સરકાર દરબારમાં શ્રીલાલબાવાશ્રીના હિતને માટે સાક્ષી પુરાવા અપાવવા, અને સગીર લાલબાવાશ્રીના અંગરક્ષણ કરવામાં કાળજી રાખવી, તેમજ સમસ્ત વૈષ્ણવ જનસમૂહને સદ્બોધ કરીને સ્વમાર્ગમાં પ્રવર્ત્તાવવા, અને તેઓને આજ્ઞાનુસાર વર્ત્તાવી તેપર પોતાનો કાબુ રાખવો, વિગેરે વિગેરે ઉપાધિ માથે છતાં કર્તવ્યપરાયણ

રહી જો કે પોતે પડદેનશીન સરદાર હોવા છતાં પણ હિંમતભેર મંદીરનો કાર્યભાર એક ગોસ્વામી બાળકવત્ પ્રશંશનીય ચલાવ્યો હતો, તે શ્રીજશોદાબેટીજી મહારાજે ઉપર પ્રમાણેની સર્વ ઉપાધિ માથે છતાં ભગવદ્‌ગુણાનુવાદ મહારા ભાવિક વૈષ્ણવો ગાય તો તઓની ઉત્તરોત્તર ઉન્નતિ થાય એવા હેતુથી પોતે કૃપા કરીને આટલી બધી ઉપાધિમાં પણ સમય મેળવી, કષ્ટ વેઠી, પરિશ્રમ લેઈ ધોળ, પદ, કીર્ત્તન વિગેરે અનેકાનેક રાગરાગણીમાં રસરૂપ રચીને સંગ્રહ કરી રાખેલાં તેમાંના કોઈ ધોળ કીર્ત્તન પોતાના સ્વકીય વૈષ્ણવને ગાતાં "સુરત વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી" એ સાંભળ્યા તો અત્યંત રસરૂપ લાગ્યા. જેથી સમસ્ત મંડળીએ ઉત્સાહભેર પષ્ઠગૃહતિલકાયતૂ શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીને વિજ્ઞપ્તિ કરી કે અકાબાના (શ્રી જશોદાબેટીજી મહારાજના) રચેલા ધોળ કીર્ત્તનના પુસ્તક કૃપા કરીને છપાવવાને હમોને આપો તો હમો તે છપાવીને પ્રગટ કરીએ. જેથી પોતે કૃપા કરીને વિનંતી ધ્યાનમાં લેઈ પરિશ્રમ વેઠીને પુસ્તક શોધી આપ્યા જેને માટે આ મંડળી સદૈવ એવીજ કૃપા રહેવાની યાચનાસહ આભાર માની રહી છે. અને આ "શ્રીશોદાબેટીજી મહારાજકૃત કાવ્ય" છપાવી પ્રકટ કર્યું છે.

આ પુસ્તક છપાવવા માટે બાળબોધમાંથી ગુજરાતી લીપિમાં શુદ્ધ જોડણી સહિત લખી આપવાને, અને છાપેલા પ્રુફ તપાસવાને, તથા આ પુસ્તકની છેવટે મૂકેલા શ્રીમદ્‌ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજી મહારાજના પ્રાગટનાં ધોળ અને એઉનો વિવાહખેલ :ચીને જલદી તૈયાર કરવામાં વૈષ્ણવ જમનાદાસ ગુલાબદાસ ગાંધીએ જે શ્રમ વેઠયો છે તેને માટે, તથા પરમ ભગવદીય શેઠ નાનાભાઈ ઘેલાભા-

એએ આ પુસ્તક છપાવવાના ખરચમાં સ્વકીય દ્રવ્ય રોક્યું છે તેને માટે આ "સુરત વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી" આભાર માની ધન્યવાદ આપે છે.

વિશેષ—સર્વ વાંચકવર્ગપ્રતિ છેલ્લી એ અરજ છે કે સરતચૂકથી પ્રુફ તપાસવામાં થયલી ભૂલ દરગુજર કરી આપેલા શુદ્ધિપત્રથી સુધારીને વાંચશો.

લી.

**શ્રીમદ્ગોસ્વામીશ્રી ૧૦૮ શ્રીવ્રજરત્નલાલજી**
**મહારાજની આશ્રિત.**
**સુરત વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી.**

# અર્પણ પત્રિકા.



શ્રીમત્સકલ ગુણગણાલંકૃતેષુ સૌજન્ય સાગરેષુ કૃપા પારાવારેષુ શ્રીમદ્ગોસ્વામિશ્રી ૧૦૮ શ્રીવ્રજરત્નલાલજી મહારાજેષુ આપની આશ્રિત "સુરત વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી"ના સાવનય સાષ્ટાંગ દંડવત્ પ્રણામ ચરણારવિંદમાં અંગીકાર કરશોજી.

વિશેષ વિનંતિ એ છે જે શ્યામ સુંદર શ્રીજમના મહારાણી મા તદ્રુપ શ્રીજશોદાબેટીજી મહારાજના રચેલા ધોળ પદ કીર્ત્તન વિગેરેના સંગ્રહના પુસ્તક સર્વે વૈષ્ણવોને અલભ્ય લાભ આપવાને માટે આપની "સુરત વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી"એ છપાવવાને માટે આપને વિનતિ કીધી ને આપે કૃપા કરીને આપ્યા તેને માટે હમો સર્વ આપના ઘણાજ આભારી છિયે. એ ઉપકારનો બદલો વાળવાને આ મંડળીમાં યત્કિંચિત્ સામર્થ્ય નથી. ફક્ત આપશ્રીના ચરણારવિંદમાં દંડવત્ કરી હમો સર્વ વિનંતિ કરિયે છિયે જે આ "શ્રીજશોદાબેટીજી મહારાજકૃત કાવ્ય" છપાવીને હમો આપને અર્પણ કરીએ છિયે તે કૃપા કરીને અંગીકાર કરશોજી. તથા એ પુસ્તકો ભાવિક વૈષ્ણવોને આપશ્રી હસ્તક અપાય કે જેથી વૈષ્ણવોને અતિ લાભ મળે એટલુંજ નહીં પણ રચનારનીએ સઘળી ઉમેદ પાર પડે અને વૈષ્ણવોનું કલ્યાણ થાય એવી હમો સર્વ આશા રાખિયે છિયે.

લી૦ આપની દાસાનુદાસ,
સુરત વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળીના સાષ્ટાંગ
દંડવત્ પ્રણામ અંગીકાર કરશોજી.

---

॥ श्रीबालकृष्णोजयति ॥

# श्रीसुरतना श्रीमद्गोस्वामिश्री १०८ श्रीजदुनाथजी महाराजनां बेटीजी श्रीजशोदा बेटीजी महाराजश्रीनुं संक्षिप्त जीवनचरित्र.

ત્રોટક છંદ.

ભવ તારણિ શ્રીજમનાજિ ભલે,
પ્રગટ્યા શુભ દેહ ધરી ભુતલે;
†જશોદાજિ ધરી નિજ નામ મુલે.
જદુનાથ ગૃહે તઇલિંગ કુલે. ૧

વય બાળ થકી હરિ ભક્તિ તણો,
રસ લાગિ ગયો દિન દીન ઘણો;
ધરતા નિત કૃષ્ણ તણો શરણો,
કરતા જપ કૃષ્ણ તવાસ્મિ તણો. ૨

નિજ સેવ્ય પ્રભૂ નિધિ છઠ્ઠિ તણા,
ઘર બાળક* કૃષ્ણ રસીક ઘણા;
વળિ શ્યામ મનોહર શ્રીજમના,
દરશંન થકી અઘ થાય ફના. ૩

---

† જશુદા. * બાળકૃષ્ણ.

વડિ ઉંમર જેમ થતીજ ગઈ,
ત્યમ ભક્તિ રસે ચકચૂર થઈ;
ભજતા બહુ ભાવથિ શર્ણ ગ્રહી,
હરતા ફરતા મુખ કૃષ્ણ કહી. ૪

નિજ તાત વિષે વળિ માત વિષે,
ધરતા બહુ વાત્સલતા અતિશે;
વદતા નહિ રીસથિ કોઈ મિષે,
પ્રફુલીત સદા મુખ દીન નિશે. ૫

નિજ માત કને રહિ લાડ મહીં,
કદિ તાત વચંન ઉલંઘ્યું નહીં;
ધર ઉંબર પાગ ધર્યો ન જહીં,
ડર શો નિતિ ભંગ તણોજ તહીં. ૬

સહુ સાથ વિષે રહિને મળિને,
બહુ માન વડીલનું જાળવિને;
સહુ વૃદ્ધ વચંન ધરી શ્રવણે,
બહુશ્રૂત થયાં કરતાં પઠને. ૭

ભણતા ધરિ ખંત પિતાજિ કને,
વદતા મુખ સંસ્કૃત પ્રાકૃતને;
ગણતા ગણિતો બહુ સાંકળિને,
કરતા મુખ શબ્દ રૂપાવળિને. ૮

ભણિને વિદવાન ધરી પદવી,
કરિ હામ પછી બનવાનિ કવી;

રચિ ઘોળ પદે કૃતિ કીધી નવી,
ધરિ રાગ રસાળ પ્રભૂ રિઝવી. ૯

હ્રદયે વસિ સેવ્ય પ્રભૂ મુરતી,
રચિ ઘોળ પદે રૂડિ કાવ્ય કૃતી;
ધરિ કૃષ્ણુ કથામૃત ભાવ મથી,
**निजजन** તણી ધરિ છાપ કથી. ૧૦

નિજ તાત તણુા લઘુ ભ્રાત તણુા,
સુત જે વ્રજરત્નજિ બાળકના;
કરિ રક્ષણુ લાડ લડાવિ ઘણુા,
સુખ સર્વ લિધા §જશોદાજિ તણુા. ૧૧

વ્રજરત્નજિને વય છોટિ થકી,
શિખવી સહુ મંદિરની સુરિતી;
કરિ પાવરધા સહુ પદ્ધતિથી,
ભણુવાવિ ભણાવિ વિવેક નિતી. ૧૨

કરિ મંદિરની રૂડિ રીતિ સ્થિતી,
લડિ કોરટ ભાંગિ હઠાવિ ભિતી;
જિત લાલજિ શ્રીવ્રજરત્નજિની,
સુણિ સૃષ્ટિ હસી સહુ વલ્લવિની. ૧૩

લઇ હાથ સહૂ અધિકાર હકે,
કરિ ઉન્નતિ મંદિરની પલકે;

---

§ જશુદા.

નિજ તાપથિ નોકર ચાકર કે,
મગદૂર ન ચૂં કરિ બોલિ શકે. ૧૪

વ્યવહાર રૂડા ચલવ્યા રિતના,
પડદે રહિને નિજ મંદિરના;
વદતા સહુ ગોંસઈ બાળ ઘણા,
ધન બેટિજિ શ્રીજદુનાથજિના. ૧૫

ઉપવીત દિધા અતિ આદરિને,
સુત મધ્નજિના વ્રજરત્નજિને;
બહુ દ્રવ્ય તણો ખરચો કરિને,
સહુ સેવકનાં મન રીઝવિને. ૧૬

વળિ લાલજિ શ્રીવ્રજરત્નજિને,
લઇ નાથદુવાર વિષે જઇને;
સહુ પૂર્વ વિટંબણને હણિને,
નિરખાવિ દિધા નિજ નાથજિને. ૧૭

ધન બેટિજિ શ્રી જદુનાથજિના,
પ્રભુ સેવિ થયાં પ્રભુનાં નિજનાં;
**निजजंन**નિ છાપથી કાવ્ય તણા,
કરતા પ્રભુ પ્રાણ પ્રિયા જમના. ૧૮

પ્રભુનાં પટરાણિજિ શ્રીજમને,
તમથીજ ગૃહે પ્રભુજી ચરણે;
ધરજો પ્રભુને ચરણે મુજને,
જનુની **जमना** નિજ **दास** જને. ૧૯

---

ઉપર મુજબ શ્રીમદ્‌ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી જદુનાથજી મહારાજશ્રીનાં બેટીજી શ્રીજશોદા બેટીજી મહારાજનું જીવનચરિત્ર લખવાને જીવબુદ્ધિ અસમર્થ છે. સર્વ સદ્‌ગુણાલંકૃતને અલંકારની ઉપમા પાછળ પડતી થઇ જાય છે. અર્થાત્ અનુપમને કોઇ ઉપમા પહોંચતીજ નથી. એવાં શ્રીજમુના મહારાણીજીના સ્વરૂપભૂત શ્રીજશોદાબેટીજી મહારાજનું ચરિત્ર જેટલું લખીએ તેટલું થોડું છે. આ તો માત્ર સર્વ ભગવદીય વૈષ્ણવોને એક સ્તુતિરૂપ થઇ પડે ને શ્રી જશોદાબેટીજી મહારાજના અતુલ પ્રતાપનું યત્કિંચિત્ ભાન થાય એ હેતુથી સુરત વૈષ્ણવધર્મપ્રસારક મંડળી યથામતિ સંક્ષેપમાં દિગ્દર્શન કરાવેછે.

શ્રી જશોદાબેટીજી મહારાજ પોતાની બાલ્યાવસ્થાથીજ શ્રી...ની સેવા કરવામાં ચતુરશિરોમણિ હતાં. અર્થાત્ એમ કહિયે તો સત્યજ છે કે પોતે બાલ્યાવસ્થાથી માંડીને અંતાવસ્થા પર્યંત તન મન ને ધનનો વ્યય શ્રી...ની સેવામાંજ કર્યો છે. જે સદ્‌ગુણે બાલ્યાવસ્થામાં જ જેમાં સ્થિતિ કરી છે, તે પછી તેમાંથી આખર પરિણાંમ પર્યંત ખસેજ નહીં; એવો સેવારૂપ સત્સંગનો મહિમા છે, અને શ્રી...ની નિયત નીતિ છે. એ પ્રમાણ લૌકિક દેહીને એ અનુવર્તને ફલદાયી થઈ પડે છે, તો આવા અલૌકિક શ્રીજમુના મહારાણીજીમા તદ્રૂપ શ્રીજશોદાબેટીજી મહારાજને ફલદાયી થઈ પડે તેમાં આશ્ચર્ય શું ? સેવાનું વ્યસન નાની ઉંમરમાંથીજ પડયું તેને પછી અનેકાનેક લૌકિક સુખ તે દુઃખ રૂપ લાગે છે. એ પ્રમાણેજ શ્રીજશોદાબેટીજી મહારાજને સિદ્ધ હતું. તે જેણે જેણે શ્રીજશોદાબેટીજી મહારાજના શ્રીમુખના વચનામૃતનું પાન કીધું છે, તેઓ સર્વ એકે અવાજે બોલી શકશેજ કે સત્ય છે.

ઉપર મુજબ શ્રીજશોદાબેટીજી મહારાજનું મન છોટી વયથીજ સેવામાં નિરંતર રહેતું, અને સેવા પછી અનવસરમાં વિપ્રયોગમાં ભગવદાવેશ યુક્ત પોતે રહેતાં હતાં. અર્થાત્ પોતાને વિપ્રયોગ સિદ્ધ થયો હતો. તે આપણને પોતાનાં રચેલાં વિરહનાં, દાનનાં, માનનાં, વિગેરે વિષયોના કીર્ત્તનો વાંચીને વિચારેથી સ્પષ્ટ માલમ પડે છે કે પોતાને વિરહનું દાન થયું હતું. સાંજના સમયમાં પણ સમયાનુસાર સેવામાં ન્હાહીને મંદીરમાં સેવા કરવી એ પોતાની પ્રબળ ઇચ્છા એજ જેના સ્વચ્છાંતઃ કરણનું દિવ્ય આભૂષણ હતું.

મધ્યમાવસ્થામાં પણ પોતે નિરંતર વડીલોનું માન જાળવવામાં તેઓની આજ્ઞાને અનુસરવામાં, અને સર્વને પ્રિય લાગે એવાં વચનામૃત બોલવામાં પોતે શીખી સમજીને ભૂતળપર પ્રગટયા છે એમ સર્વને અનુમાન કરાવી આપવામાં ચતુરશિરોમણિ હતાં ને તેવાજ વર્ત્તનોથી પોતાનાં વડીલોને સંતોષતાં છતાં પોતાનો સર્વ કાળ શ્રી... ની સેવામાં અને વિદ્યાભ્યાસમાં વ્યતીત કરતાં હતાં. એ અવસ્થામાં પોતામાં સમયસૂચકતા એટલીબધી તો હતી કે ક્વચિત્ ક્વચિત્ પ્રસંગોપાત્ત વૃદ્ધ અને અનુભવી વહુજી અને બેટીજીઓને પણ એમનાં શિક્ષણની અને સંમતિની જરૂર પડતી હતી; તેવે પ્રસંગે પોતાની સ્વભાવ પ્રકૃતિ એટલીબધી તો ઉદાર રહેતી કે સર્વનું ભલું, કલ્યાણ, ને હિત ઇચ્છવું એવી મનોવૃત્તિએ સૌ સાથે વિચરતાં હતાં જેથી સર્વને પ્રિય લાગતાં હતાં.

શ્રી જમુનાજીનાં પ્રાગટયનાં ચાર ધોળ પોતે રચ્યા છે. જેમાં કે એટલો બધો તો ગૂઢ અર્થ સમાયલો છે કે સર્વ સાધારણ જીવો તેનો મુખ્ય હેતુ શો છે તે સમજવાને અશક્ત છે. તેમજ પૂર્વાપર

તપાસતાં આજ પર્યંતમાં શ્રી જમુનાજીના પ્રાગટય વિષે આવી સ્પષ્ટ સમજ સહિત સમજાય એવું ગદ્યપદ્યાત્મક કોઈ તરફથી બહાર પડ્યું જાણવામાં નથી. જેથી સિધ્ધ થાય છે કે પોતે શ્રીજમુનાજીનાજ સ્વરૂપાંશ હતા, તેથી પોતાનું ખરૂં સ્વરૂપ શું છે તેનું આપ સિવાય અન્યથી વિવેચન થઇ શકવું દુર્લભ છે. જે ધોળ કે આ પુસ્તકમાં પાને ૧૧૩ થી તે પાને ૧૨૮ સુધીમાં છે. તે વાંચવાથી અને ભાવ સહિત વિચારવાથી સર્વ વૈષ્ણવોને તેની પ્રતીતી થશે. એજ પ્રમાણે આપે પોતે પોતાની મધ્યમાવસ્થામાં જેટલા જેટલા ધોળ, પદ, કીર્ત્તન વિગેરે રચ્યાં છે, તે સર્વપૂર્ણ ભાવ સહિત રચ્યા છે. તે સુજ્ઞ વૈષ્ણવોને વાંચવાથી પૂર્ણ પ્રતીતી થશે જ કે પોતે પોતાની આખી મધ્યમાવસ્થા શ્રી...ની સેવા સ્મરણાદિ ભગવદ્ધર્મમાંજ વ્યતીત કરી છે.

ઉત્તરાવસ્થામાં પોતે વૃદ્ધ હોવા છતાં પોતાની અંતાવસ્થાપર્યંત ઉત્સવોને દિવસે અને આખા શીતકાળમાં પ્રાતઃકાળે વેહેલાં જાગીને શ્રી...ની સેવામાં તત્પર થતાં, તે આખો દહાડો સેવામાંજ રોકાતાં હતાં. તે એટલે સુધી કે પોતાનો ભોજનનો સમય થયો હોય છતાં તેની દરકાર નહીં કરતાં સેવામાંજ નિમગ્ન રહી સર્વ સમય વ્યતીત કરતાં તે છેક સાંજે સેવામાંથી પહોંચી ને પછી યથોચિત ભોજન કરતાં હતાં. ભોજન કરીને જરા આરામ લીધો ન લીધો કે તરતજ પોતે ભીતર ગાદીપર બિરાજીને સ્વકીય સ્ત્રીવૈષ્ણવોને તથા પડદા બહાર બેઠેલા પુરૂષ વૈષ્ણવોને પૂર્ણ ભગવદાવેશયુક્ત કોમળ વાણિથી પુષ્ટિમાર્ગિય પુસ્તકો વાંચીને અન્વય પદચ્છેદ સહિત અર્થ કરી તેના ભાવ અને રહસ્ય સહિત વચનામૃત સંભળાવતા હતાં. જે સમય કે

આજે જેણે જેણે શ્રીજશોદાબેટીજી મહારાજના શ્રીમુખના વચનામૃતો સાંભળ્યા છે તે સર્વને સ્વપ્નવત્ થઈ પડયો છે.

કાળ ક્રમે શ્રીમદ્‌ગોસ્વામી શ્રીમગનલાલજી મહારાજશ્રીએ લીલા વિસ્તારી, અને ત્યાર પછી થોડેજ સમયે લાલબાવાશ્રીને બાલ્યાવસ્થામાંજ છોડીને શ્રીવહુજીમહારાજ ( લાલબાવાશ્રીનાં માતુશ્રી ) પણ લીલા વિસ્તાર્યાં. એ દિલગીરી ભરેલો સમય સાંભળી પાટણવાળા શ્રીમાજી મહારાજે સુરત પધારીને સભ્ય વૈષ્ણવ ગૃહસ્થોની મંડળી નીમીને મોટા મહોત્સવ સાથે લાલબાવાશ્રીને શ્રીજશોદાબેટીજી મહારાજની સત્તા નીચે સોંપ્યા.

ઉપર પ્રમાણેની શ્રીલાલબાવાશ્રીની થએલી સોંપણની ગોઠવણ કેટલાએક સ્વાર્થી અને વિઘ્નસંતોષીઓને પ્રસન્ન નહીં પડવાથી તેઓએ મંદીરમાં એક બીજાને ઉંધુંચતું સમજાવીને માંહોમાંહે લડાવ્યાં અને કુસંપ ઉત્પન્ન કીધો. તે પણ એટલે સુધી ખટપટ કરીને કુસંપને વધાર્યો કે મોટું મંદીર જે કે એક આનંદભુવન કહેવાય તે રણભૂમિવત્ બની રહ્યું હતું. એ કટાકટીના સમયને પણ શ્રીજશોદાબેટીજી મહારાજે પોતાના ગંભીર અને સહન શીતળતાના ઉત્તમ ગુણે કરીને ચતાં અને આવી પડતાં સર્વ વિઘ્નોને પ્રભુએ જેમ દાવાનળનું પાન કીધું હતું તદનુસાર સહન કીધાં. એ દરમ્યાન સારે ભાગ્યે કેટલાએક હિતેચ્છુઓને ઇશ્વરે એવી સારી બુદ્ધિ પ્રેરી કે તેઓએ આપણા નામદાર બ્રિટિશ સરકારે નીમેલી ડિસ્ટ્રિક્ટ સિવિલ કોર્ટના હાથમાં એ કામ સોંપ્યું જેથી તેમની તરફથી મેનેજર રાવબહાદુર મુકુંદરાય મણિરાયજીને મંદીરનો વહીવટ શ્રીજશોદાબેટીજી મહારાજની સલાહ લઇને ચલાવવાને નીમ્યા કે જેથી કરીને રણભૂમિવત્ બની રહેલું મોટું મંદીર પાછું

કેટલેક કાળે અસલ માફક આનંદભુવન થઇ ગયું. ત્યારબાદ કોર્ટના લક્ષમાં આવ્યું કે શ્રીજશોદાબેટીજી મહારાજ રાજદરબારી, દેવદરબારી અને વ્યવ્હારિક સર્વ કાર્યમાં અતિ નીપુણ છે જેથી કૉર્ટે શ્રીજશોદા બેટીજી મહારાજને લાલબાવાશ્રીના જાતના વાલી અને મંદીરના ધર્મ સંબંધી સર્વકામના વહીવટદાર નીમ્યા.

શ્રીજશોદાબેટીજી મહારાજે લાલબાવાશ્રીને બાલ્યાવસ્થામાં સાથે પધરાવીને અનેકાનેક પ્રદેશો ફરીને મંદીરની ઉપર જે અતિઘણું કરજ હતું તેમાંથી એઓશ્રીએ આત્મ મેહેનતે મંદીરને ઋણમુક્ત કીધું. બાદ જતે કાળે શ્રીલાલબાવાશ્રીને ઉંમર લાયક થતાં વિદ્યાભ્યાસ સરૂ કરાવ્યો. અને મંદીરનો સેવાક્રમ શિખવવા માંડયો. ત્યાર પછી લાલબાવાશ્રીની સાતવર્ષની વય થતાં પોતે શ્રીલક્ષ્મણબાલાજી તેડી જઈ ત્યાં લાલબાવાશ્રીને ચૌળસંસ્કાર કરાવ્યો. પછી ત્યાંથી સુરત પધારતાની સાથેજ તુરતાતુરત વૈષ્ણવોની સભા મંદીરમાં ભરીને લાલબાવાશ્રીને યજ્ઞોપવીત સંસ્કાર કરાવવા સંબધી વૈષ્ણવોને સદ્બોધયુક્ત સૂચના કરી. જેથી સુરતના સર્વ ભાવીક વૈષ્ણવોએ એ કામપૂર ઉત્સાહ અને ઉમંગભેર માથે લઇ લીધું અને યજ્ઞોપવીત પ્રસ્તાવના કાર્યક્રમનો આરંભ કીધો. તેમાં શ્રી જશોદાબેટીજી મહારાજે આખી રાત ઉજાગરા વેઠીને ગોગ્ય ઠેકાણે સંબંધાનુસાર કુંકુંમપત્રિકા લખાવી. અને પ્રસ્તાવમાં જે જે વસ્તુઓની જરૂર પડે તે તે વસ્તુઓની યાદીલખાવી. તેમજ જેટલા જેટલા ગોસ્વામી બાળકો અને વહુજી તથા બેટીજીઓ પ્રદેશથી પધારે તેઓ સર્વનો સત્કાર કરવા માટે જે જે સામગ્રીઓ જોઇએ તે સર્વેના યાદી વિગતવાર લખાવી દીધી કે જેથી કરીને વૈષ્ણવોને પ્રસંગોપાત્ત વારેવારે પૂછવું પડે નહીં. એવી સ્મરણશક્તિ

શ્રીજશોદાબેટીજી મહારાજની ઘણી પ્રશંસનીય હતી. જો કે પોતે પડદે નશીન સરદાર હતાં છતાં ઘણીજ ધામધુમથી શ્રી લાલબાવાશ્રીના યજ્ઞોપવીતનો પ્રસ્તાવ ઘણાં ગોસ્વામી બાળકોની સમક્ષ આનંદમયી ઉર્મિએ પાર પાડયો તેમાં ભાવીક વૈષ્ણવોએ ચાંલ્લા તરીકે, લાડકાલાડુ તરીકે, અને ભીક્ષા તરીકે આપેલા દ્રવ્યનો સદુપયોગ કરવા માટે સ્વકીય વૈષ્ણવોની કમિટિ નીમી; ને તેનું નામ " યજ્ઞોપવીત કમિટિ " રાખ્યું. એ યજ્ઞોપવીત કમિટિના ગૃહસ્થોએ શ્રીજશોદાબેટીજીની આજ્ઞાનુંસાર ખર્ચ કર્યો. બાદ વધેલા નાણાં હવે લાલબાવાશ્રીના હવે પછી આવતા બીજા શુભ પ્રસંગમાં વાપરવા, એવો ઠરાવ શ્રી જશોદાબેટીજી મહારાજે યજ્ઞોપવીત કમિટિને લખવાની આજ્ઞા કરી. તે પ્રમાણે સર્વ વૈષ્ણવોએ આનંદભેર આજ્ઞા માથે ચઢાવી.

શ્રીલાલબાવાશ્રીના યજ્ઞોપવીતનો મહોત્સવ શ્રીજશોદાબેટીજી મહારાજે એટલો બધો તો બોહોળા ખરચ સાથે અને સર્વે વૈષ્ણવોનાં મન સંતોષ કરીને રૂડી રીતે આનંદભેર કર્યો કે જેથી આખા સુરત શેહેરમાં અને દેશી પ્રદેશી સર્વે વૈષ્ણવજન સમૂહને પ્રસ્તાવની સમાપ્તિ પર્યંત કોઈ પ્રકારની પણ સુખશાંતિમાં ખામી પડી નથી. અર્થાત્ પરદેશી વૈષ્ણવોને જે જે સવડ જોઇતી તે તે યથાઘટિત કરી આપવામાં આવતી હતી. તેમજ પોતાની જ્ઞાતિમાં સંબંધાનુસાર પેહેરામણી વહેંચવામાં અને દક્ષણા આપવામાં પોતે પોતાનો વિવેક એટલે સુધી વાપર્યો હતો કે પ્રસ્તાવમાં આવી નહીં શકેલાં સર્વ સંબંધીઓને પેહેરામણી અને દક્ષણા તાકીદે પહોંચાડી દીધી હતી. અર્થાત્ પોતે યજ્ઞોપવીતનો પ્રસ્તાવ પૂર્ણ આનંદભેર ઉદારતાથી કર્યો હતો. સુરતના સમસ્ત બ્રાહ્મણોનો ભંડારો યજ્ઞોપવીત નિમિત્તે ઉત્તમ પ્રકારની ભોજન સામગ્રી બનાવરાવી જમાડયો. અને તેની સાથે પોતે પોતાની

વાક્ચાતુરીના બળે સર્વ વૈષ્ણુવોને એવા તો ઉત્સાહી બનાવ્યા કે પોતાના વચનામૃત સાંભળતાંજ સુરતની સઘળી ન્યાતિના લોકોએ પોતપોતાની ન્યાતિના ફંડમાંથી લાલબાવાશ્રીને ચાંલ્લો લાડકાલાડુ અને ભીક્ષામાં યથાશક્તિ નાણાની ભેટ કરી અને વળી યજ્ઞોપવીતના આનંદમાં પોતપોતાની ન્યાતોમાં ઓચ્છવ-ઉજાણી જમ્યાં. તેમજ મહારાજશ્રીના વૈષ્ણુવોનું વણિક મહાજન જમ્યું, તેમાં પંક્તિમાં પીરસવા માટે શ્રી જશોદાબેટીજી મહારાજે કૃપા કરીને મંદીરમાંથી પ્રસાદના ટાપલાઓ મોકલાવ્યા હતા; પ્રસાદ પંક્તિમાં પીરસાતો હતો તે સમયે શ્રી લાલબાવાશ્રી જો કે પાટે બિરાજવા પધારી નહીં શકેલા છતાં પણ પોતે કૃપા કરીને મંદીરના ભંડારની અગાસીમાં પધાર્યા અને સર્વ વૈષ્ણુવોને દર્શન આપ્યા તે સમયે પ્રસાદ લેતાં આનંદભેર આખા વૈષ્ણુવ મહાજન સમૂહનો " શ્રી વ્રજરત્નલાલ મહારાજની જે " એ પ્રમાણેનો જેજેકારનો ધ્વનિ ગાજી રહ્યો હતો.

ત્યાર પછી શ્રીજશોદા બેટીજી મહારાજ આગળની ચાલતી આવતી માનસિક વિટંબણા મટાડીને શ્રીલાલબાવાશ્રીને સાથે લેઇ જાત્રા કરવાને શ્રીનાથદ્વાર પધાર્યા. ને ત્યાં શ્રીનાથજીના ચરણસ્પર્શ જે કે વૃદ્ધો નહીં કરી શકેલાં તે શ્રીલાલબાવાશ્રીને છોટી વયમાં કરાવ્યા. પછી આનંદભેર જાત્રા કરીને સુરત પધાર્યા ત્યારે સુરત સ્ટેશનથી મોટે મંદીરે વાજતે ગાજતે ધામધુમથી અને પુષ્પની થતી વૃષ્ટિથી ઘણા વૈષ્ણુવોના સમૂહ સહિત પધાર્યા હતાં.

જાત્રા કરીને સુરત પધાર્યા પછી પોતાના પતિ તિઘરા બાળકૃષ્ણુલાલજીની સર્વ સ્થાવર જંગમ મિલકતના માલિક શ્રીમદ્ગોસ્વામિ શ્રીવ્રજરત્નલાલજી મહારાજ થાય એવું વિલ કરવાની પોતાના પતિની

જિજ્ઞાસા જોઇ તે પ્રમાણે થવાને પોતે સંમતિ આપીં.ને વિલ કરાવ્યું. પછી થોડે કાળે તિધરા બાળકૃષ્ણલાલાજીએ દેહ છોડી.

પતિ પધારી ગયા પછી શ્રીજશોદા બેટીજી મહારાજે પોતાની મિલકતનું વિલ કરીને તેમાં શ્રીલાલબાવાશ્રીને મિલકતના માલિક ઠરાવ્યા. ને લાલબાવાશ્રી લાયક ઉંમરના થાય ત્યાં સુધી મિલકત સચવાયલી રહેવા કાજે સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની કમિટિ નીમીને તેમાં પોતાના ત્રીશ પાંત્રીશ વર્ષનાં અનુભવી અને પૂર્ણ વિશ્વાસુ તેમજ ભગવદ્દભજનાનુરાગી અને શ્રીલાલબાવાશ્રીની ઉપર અતિ ઘણો પ્રેમ રાખનારાં વૈષ્ણવબાઇ નામે રાઈબાને મિલકત સાચવવા માટે કમિટિમાં પ્રમુખ નીમ્યા. અને શ્રીલાલબાવાશ્રીના જાતના વાલી તરીકે પોતાના ભરોસાદાર અને વિશ્વાસુ શ્રી........ની સેવા કરનોર મુખિયાજી ગિરિધારીજી હરદેવજીને નીમ્યા. એવી રીતે મિલકતની દેખરેખ અને લાલબાવાશ્રીની સંભાળ રહે એવું પોતે વિલ કર્યું. અને તે વિલની નંકલ કરીને મેહેરબાન કલેકટર સાહેબને વાંચવા માટે પોતાની હયાતીમાંજ મોકલી આપી. પછી થોડે દિવસે એટલે સંવત્ ૧૯૬૪ ના આષાડ વદી ૯ ને દિવસે રાત્રીના પેહેલે પોહોરે પોતાનું જે સ્વરૂપ હતું તે સ્વરૂપમાં પોતે ઐક્યતા કરી અર્થાત્ લીલા વીસ્તાર્યાં.

ઉપર પ્રમાણે શ્રીજશોદાબેટીજી મહારાજનું જીવનચરિત્ર પુસ્તનું પુર વધી જવાના કારણસર સંક્ષેપમાં લખ્યું છે. પરંતુ એ લખ્યા ઉપરાંત પોતે અનેકાનેક ઉદારતાના, પરોપકારના, સમયસૂચકતાના, શૂરત્વના, અને સદ્ધર્મના એટલાં બધાં તો કામો પોતાની નિશ્ચયાત્મક બુદ્ધિથી કર્યાં છે કે તેનો ધડો લેઇને જે જે જન પ્રવર્તે તેઓ સર્વ તરત પરિણામ પામી ઝટ નિવૃત્ત થાય અર્થાત્ તેને સન્માર્ગજ સુઝે.

આ ઉપરથી વાંચક વર્ગને સહજ લક્ષમાં આવશે કે શ્રીજશોદાબેટીજી મહારાજે પોતાની અલૌકિક શક્તિથી આ કાવ્ય રચ્યું છે. એવી અલૌકિક શક્તિને સમજવા ભગવત્કૃપા વિના મનુષ્ય શક્તિ અસમર્થ છે. પરંતુ એટલું તો અનુમાને નિશ્ચય કરી શકાય છે કે શ્રી જશોદાબેટીજી મહારાજને શ્રીપૂર્ણ પુરૂષોત્તમ હૃદયસ્થ હતા તેવામાંજ પોતે કાવ્ય રચ્યું છે. ને તેથીજ દરેક ઘોળ પદ કિર્તનમાં પોતે પોતાના નામને બદલે **निजजन**ની છાપ મૂકી છે. તેથી પોતે નીજસ્વરૂપ હતાં એમ આ ઉપરથી સિદ્ધ થાય છે.

લી.

**श्रीमद्गोस्वामि श्री १०८ श्रीव्रजरत्नलालजी**
**महाराजनी आश्रित.**
**શ્રી સુરત વૈષ્ણવધર્મ પ્રસારક મંડળી.**



# અનુક્રમણિકા.



# શુદ્ધિપત્રક.



| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૨ | श्रीमद्गोस्धामिजी | श्रीमद्गोस्वामी |
| ૩ | ૬ | હું છો | હું છું |
| ૪ | ૬ | સા | સૌ |
| ૪ | ૬ | સૌ | (એ કાઢી નાંખવો) |
| ૫ | ૨ | સવર | સવાર |
| ૫ | ૮ | દીદા | દીઠા |
| ૭ | ૧૭ | ફીધ | કીધર |
| ૧૦ | ૧૦ | ભેટે | મેટે |
| ૧૨ | ૭ | સવાંદી | સવાંરી |
| ૧૨ | ૧૨ | કુંજમાળ | ગુંજામાળ |
| ૧૨ | ૧૫ | કિકણી | કિંકિની |
| ૧૩ | ૧૧ | શ્યામજી | શ્યામાજી |
| ૧૪ | ૧૬ | કાઠે | ઠાડે |
| ૧૭ | ૭ | निज | निजजन |
| ૧૯ | ૧૦ | ઉન્મદ | ઉન્મત્ત |
| ૨૪ | ૧૩ | રાગપાં | રાગમાં |
| ૨૫ | ૭ | કરણા | કરૂણા |
| ૨૬ | ૧૩ | હાસ | હાંસ |
| ૨૭ | ૩ | લોચન ચારે | લોચન તારે |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૭ | ૬ | કીજે | દીજે |
| ૨૯ | ૯ | મુખે | મુખ |
| ૩૨ | ૧૫ | મીઠો | મીઠી |
| ૩૨ | ૧૬ | દીઠો | દીઠી |
| ૪૨ | ૬ | તાપ | તાંહે |
| ૪૪ | ૧૧ | (અધુરી કડી) | મોતીન માળા એ |
| ૪૬ | ૧૦ | લકકનીઆ | અલકનીઆ |
| ૫૨ | ૧ | કમના | કમાન |
| ૫૨ | ૧૨ | ઝકત | ઝ્રકત |
| ૫૩ | ૭ | ગ્રહ | ગૃહ |
| ૫૩ | ૧૨ | ચિતા | ચિંતા |
| ૭૧ | ૯ | ભાક્ત | ભક્તિ |
| ૭૩ | ૭ | આગ્નિ | અગ્નિ |
| ૭૭ | ૧૦ | શામાલયે | શામલિયે |
| ૮૮ | ૨ | પારકર | પરિકર |
| ૯૦ | ૧૫ | પાક્ષ | પક્ષિ |
| ૯૯ | ૫ | રૂક્ષ્માણજી | રૂક્ષ્મણિજી |
| ૧૧૫ | ૧૨ | ભતળ | ભૂતળ |
| ૧૨૯ | ૧૨ | મુજને | જમુને |
| ૧૩૬ | ૧ | પ્રુલિન | પુલિન |
| ૧૪૪ | ૧૩ | પત | પૂત |
| ૧૫૮ | ૪ | સુરાત | સુરતિ |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૫૮ | ૧૪ | દાલયા | દલિયાં |
| ૧૫૯ | ૧૧ | ભખી | ભૂખી |
| ૧૬૩ | ૩ | મદીત | મુદીત |
| ૧૬૫ | ૧૨ | રગ | રંગ |
| ૧૭૯ | ૨ | મોરાલ | મોરલી |
| ૨૦૬ | ૧૫ | આમહ | અમહીં |
| ૨૨૬ | ૬ | બરસે | બસે |
| ૨૨૯ | ૭ | દદદ | દરદ |
| ૨૩૨ | ૮ | યોછાવર | ન્યોછાવર |
| ૨૩૪ | ૩ | મેહી | મેરી |
| ૨૩૬ | ૯ | ઉમત્તતા | ઉન્મત્તતા |
| ૨૪૪ | ૯ | તાર્યો | તોર્યો |
| ૨૫૪ | ૨ | વૈષ્ય | વૈષ્ણવ |
| ૨૫૪ | ૭ | મકી | મૂકી |
| ૨૭૨ | ૯ | ધરી | ધરી |
| ૨૭૨ | ૧૬ | દે | દે છે. |
| ૨૭૪ | ૧૨ | ઓદ્ધારણ | ઉદ્ધારણ |
| ૨૮૨ | ૪ | સારયામો | સરિયામો |
| ૨૮૬ | ૧૮ | પંઠે | પુઠે |

॥ श्रीबालकृष्णोजयति ॥

श्रीमद्गोस्वामिजी
श्रीजदुनाथजी महाराजनां बेटीजी
श्री जशोदा बेटीजी महाराजकृत

# काव्य.

---

## મંગલાચરણનું ધોળ.

૧.

રાગ—મારા રે સ્વામિ બોલોની વ્હાલા—એ રાગમાં.

દાસ જાણી આશ પુરણ કરજો,
સદારે મારૂં ચિત્ત પ્રેમે ભરજો. દાસ જાણી૦ ૧
આશ મુખ્ય મોટી છે મનમાં,
દર્શન ઉત્કંઠા થાય તનમાં. દાસ જાણી૦ ૨
પ્રથમ શ્રી વલ્લભ પદ વંદુ,
શ્રી વિઠ્ઠલેશ છે જન સુખ કંદુ. દાસ જાણી૦ ૩

દાસી વ્રજ ભક્ત તણી જાણો,
આપનું તે ધ્યાન હૃદય આણો. દાસ જાણી૦ ૪
વંદન હું કરૂં છું ભાનુ તનયા,
કલિંદગિરિ નંદની ધન ધનયા. દાસ જાણી૦ ૫
આપ રૂપ મેઘશ્યામ રંગે,
ભક્તને સંભારો શ્યામ અંગે. દાસ જાણી૦ ૬
વંદન હું કરૂં હરિદાસ રાઈ,
એ તો ગિરિ શ્યામને સુખદાઈ. દાસ જાણી૦ ૭
વંદન કરૂં રાધાજી રંગ ભીના,
શ્રીધા ત્રિભુવન પતિ આધિના. દાસ જાણી૦ ૮
વંદુ અષ્ટ સખી મુખ્ય અધિકારી,
તે તો શ્યામા પ્યારીને અતિ પ્યારી. દાસ જાણી૦ ૯
વંદન કરૂં અષ્ટ સખા સંગે,
ગાય રસ લીલા તે ઉમંગે. દાસ જાણી૦ ૧૦
વંદન હું કરૂં વ્રજ ચોર્યાશી,
જેથી રે જાય જન્મ મરણ ફાંસી. દાસ જાણી૦ ૧૧
વંદન કરૂં વૈષ્ણવ ચોર્યાશી,
નિર્ગુણ પથ અંગના સુખરાશી. દાસ જાણી૦ ૧૨
વંદું બસો બાવન શ્રી પ્રભુના,

લીધારે સેવક શરણે ત્રણ ગુણના. દાસ જાણી૦ ૧૩
વંદું વંદું કોટિ કોટિ વંદના,
ચરણ રજ દીજે લક્ષ્મણ નંદના. દાસ જાણી૦ ૧૪
કરૂણામય કાંતિ છે સમદષ્ટિ,
કીધી રે દાસ દાસીને રસ વૃષ્ટિ. દાસ જાણી૦ ૧૫
હું છો લોભ-ક્રોધ યુક્ત કામી,
કૃતિ નવ જોશો વલ્લભ સ્વામી. દાસ જાણી૦ ૧૬
દોષ બળવંત સુશકય માહારા,
ગણતી કરતાં આવે નહિં પારા. દાસ જાણી૦ ૧૭
લેખું કરતાં શ્રમ ઝાઝો થાશે,
ગ્રહી બાંહે છોડો તો પ્રાણ જાશે. દાસ જાણી૦ ૧૮
સાધન મુને બીજું તે નહિં ભાસે,
કૃપાબળ માત્ર પાપ નાસે. દાસ જાણી૦ ૧૯
તુચ્છમતિ મુખથી શું કહું કથી,
કૃપા આપ કરો કાંઈ દૂર નથી. દાસ જાણી૦ ૨૦
પ્રગટ નિઃસાધનને દાન કરતા,
સદા નિજજનમાં તે રસ ભરતા. દાશ જાણી૦ ૨૧

---

શ્રી નાથજી

# શ્રી ગોવર્ધનનાથજીના પ્રાગટ્યનું ધોળ.

૨.

રાગ—શરદ પુનેમની રાત જાણીને વ્હાલે રમવા
કીધું મંન રે—એ રાગ.

ગિરિ કંદરામાંથી પ્રગટ થયા પ્રભુ, આપ ગોવર્ધનનાથરે.
નંદ જશોમતિ કેરા લાલન, વ્રજ સા કીધું સૌ સનાથ.
ગોવર્ધન રસિયા રે; મારે મન વસિયા વ્રજનાથ,
મધુરૂં હસિયા રે. ટેક.
શ્રાવણ સુદ પાંચમને દહાડે, થયું ભુજા દરશન રે;
ગિરિકંદરામાં બિરાજે વાહાલા, શું કહું પ્રસન વદંન. ગો૦
ઘણા દિવશ ભુજાનું પૂજન, ચાલ્યું તે વ્રજ માંયરે;
દૂધ લઇને સ્નાન કરાવે, મહિમા કહ્યો ન જાય. ગો૦ ૨
છિદ્ર સહિત શીલા ગિરિવરની, તેમાં શ્યામ સ્વરૂપરે;
એક ગાય ત્યાં નિત્ય જાય છે, દૂધ સ્રવે તદરૂપ. ગો૦ ૩
એક બ્રાહ્મણની ગાય હતી તેણે, પુછી ગોવાળિયાને પેરરે
દૂધ ઘટે છે નિત્ય કેમ મારૂં, દોહી લઈ જાય તું ઘેર. ગો૦ ૪
ત્યારે ગોવાળિયાએ એમ કહ્યું, ખબર કાઢું નિરધારરે;

કોણ પ્રકાર થાય છે આ ગૌનો, કહું સમજાવી સાર.ગો૦૫
સાંજ સવ ર ગૌટોળામાંથી, ગિરિવર ઉપર જાયરે;
ઉભી રહીને દૂધ સ્રવે નિત્ય, પ્રાણજીવનને પાય. ગો૦ ૬
ગૌ પ્રકાર જોઇ ગોવાળિયો, બ્રાહ્મણને લાવ્યો સંગેરે;
અચરજ જોઇ વિસ્મય થયું મન, કહાવ્યું સૌનેઉમંગે.૭
સૌ વ્રજવાસી ગિરિપર આવ્યા, બોલ્યા મુખથી બોલરે
કોઇ દેવતા કે દ્રવ્ય હોય એમ,ક્રીધો મુખથી તોલ.ગો૦૮
ગિરિ શીલા ઉંચકીને જોયું તો, દીઠા સુંદર શ્યામરે;
પૂછયું દેવતા પર્વત કેરા, શું છે તમારૂં નામ. ગો૦ ૯
પ્રાણજીવન ત્યારે એમ બોલ્યા કે, દેવદમન મુજ નામરે
મહિમા ચાલ્યો વ્રજમાં ઝાઝો, પૂર્ણ કરે મન કામ. ગો૦
દહીં દૂધ વ્રજવાસી કેરાં, આરોગે નંદલાલ રે;
ઝાડખંડમાં જઇ માહા પ્રભુજીને, આજ્ઞા કરી તત્કાલ.ગો૦
ઇંદ્રિ–નાગ–ને દેવદમન તે, પ્રગટ થયા વ્રજ માંહેરે,
ગિરિવર ઉપર આપ પધારો, સેવા ચલાવોની ત્યાંહે.ગો૦
માહા પ્રભુજી વ્રજમાં પધાર્યા, સદુપાંડેને ઘેર રે;
વચન સુણ્યાં ગિરિવર પ્રભુનાં, વાત પુછી કરી પેર.ગો૦
સદુપાંડે શ્રી મહા પ્રભુજીને કહે છે, પ્રાગટયનો પ્રકારરે;
દેવદમન નામે પ્રગટયા છે, મહિમા અપરંપાર. ગો ૦૧૪

ગિરિવર ઉપર આપ પધાર્યા, સામા મળ્યા નિજ નાથરે;
અંગોઅંગ ભેટી સુખ ઉપન્યું, જોડયા પછી બે હાથ.ગો૦
ગોવર્ધન ઓદ્ધરણ ધીરનું, નામ ધર્યું શ્રી નાથ રે;
મોરપીછનો મુગટ ધરાવ્યો, બંસી દીધી હાથ. ગો૦ ૧૬
પાટે બેસાડીને ભોગ ધરાવ્યા, ત્યાંથી પધાર્યા આપરે;
નિજજન મન આનંદ વધાર્યો, દૂર કીધાં તન તાપ.ગો૦૧૭

---

## શ્રી ગોવર્ધનનાથજીનો ખ્યાલ.

૩.

હમકું છાંડ ચલેરી બેની માધો—એ રાગ.

શ્રી ગોવર્ધન ઓદ્ધરણ ધીરને મન મેરો મોહે લિયો
છિનમે રે ટેક.

શીશ પાઘશિરપેચબિરાજે,લડ લટકન સોહે ભૃકુટી પૈરે;
શીશ ફુલ શ્રવણનમે કરનફુલ, તુરરા લૂમ લટક તિનપૈરે.
કલગી મોરચંદ્રિકા સોહે, ચોટી બિથુર રહી ઉરપૈરે;
બાગો પટકા સોનેરી ફીટવી, સુથન ચરન મનોહરપૈરે.
કંઠસરીઓરહાંસબિરાજે,દુલરી તિલરીચોસરી સંગમેરે;
મોતીનમાળા હારસંગ રાજે, હમેલ પદક પાંતિતીનમેરે.
બાંહેબાજુબંધ ફોંદના સોહે, શ્યામ દોનોહીં ઉરસ્થલપૈરે;

પોંહોંચી કંગન કડા મુદ્રિકા, હસ્ત ફુલ ઝલકે કરમેંરે.
નેપુરકિંકણીશબ્દસુનતહીં,વિહ્વલ ભઈતબસો અંગમેંરે;
અણવટ બિછવા મનોહર બાજે, પાયલ જેહરકે છંદમેંરે.
ગુંજામાલ સુભગ બનમાલા, કમલમાલ કમલ કરમેંરે;
વેણુવેત્ર ધરિઠાડે નિકુંજન, કરન સંકેત ભેદ સુરમેંરે.
ભૃકુટી નેન કટાક્ષ જનાવત, દેત દરસ રસ આનંદમેંરે;
હસન ડશનમનલેત ચુરાઇ,ચમકે ચિબુકવાહી ક્ષણમેંરે.
દક્ષિણ હસ્ત કટીપરસ્થાપે,નિજભક્ત સ્થિરસ્થાપનકુંરે;
વામ હસ્ત ઉંચે કરી પ્યારે, રસબસ ભેદ જતાવનકુંરે.
ક્ષણું ક્ષણુંદર્શનદેહોમેરે પ્યારે,યહ બિનતી કરજોડ કરૂંરે;
નિશદિનબચનસુધારસ પાકેં,निजजन ચરનકમલમેંરહુંરે.

---

## શ્રી નાથજીના લાવણી.

૪.

શ્રીગિરિવરધારી કુંજબિહારી, કયા મેરાદિલ છિનલિયા;
દિલ લગનેસેઉસિબખ્તપર,કિસ્તરે રાખું મેં સખ્તહિયા.૧
શ્યામ શ્યામકરશ્યામહુઈ અબ, ગભરાનેલગતાહેજિયા;
બેફિકરી કહાં હુવે નાથ મુજ, સ્વપ્નેમે દર્શનજું દિયા.૨
છેલ છબીલે કીધ ગયે અબ, કિસ બન ઢુંઢું જાય પિયા;

સુરત લગી દર્શનકી જબસેં, કુછ જાદુ મુજપેં જું કિયા. ૩
લટકચાલપર અટકરહા દિલ, જિસ્તર આસિકનસાપિયા;
ઉસ દીનસેં બે હોશ હુઈ, નહિ રહા હાથ મેરાજું હિયા. ૪
નયનોંબસગઈ સુરતસાંવરી, જિસદિન તુમેરા અંગછિયા;
કહેતેં નિજજન સુનો સાંવરે, મેરા તનમન લૂટ લિયા. ૫

---

## શ્રીનાથજીના અંનકુટનું કીર્તન.

૫.

રાગ નટ.

રતનજડિત ગિરિરાજ મનોહર,
તા મધ રતન સિંધાસન ભારી;
તા પર જુગલ કિશોર બિરાજત,
ચહુદિશ પુલ ફલિત ફલવારી. રતનજડિત૦ ૧
ઝરના સુભગ સરોવર સુંદર,
તામધ કમલ પુલ રહે ભારી;
હંસ ચકોર મોર ચાતૃક પીક,
કીર પરેવા ભંવર ગુંજારી. રતનજડિત૦ ૨
બોહોત ભાંત પકવાન મિઠાઈ,

ગ્રહ ગ્રહતેં લાઈ વ્રજનારી;
ફીકે ઓર ચરપરે ખટરસ,
પના મલાઇ પરમ રૂચિકારી. રતનજડિત૦ ૩
વિવિધ ભાત મેવા રસ ખોવા,
સાજ ધર્યો સખિયન મિલ કંચનથારી;
હસત પરસ્પર પ્રેમ મુદીત મંન,
લેત જાત કરકર મનુહારી. રતનજડિત૦ ૪
ભોગ ધર્યો પ્રિયતમ પ્યારીકોં,
શ્રી જમના જલ ભરિ કંચન ઝારી;
પૂછત જાત અરોગત રૂચિસોં,
યહ છબિપર નિજજન બલિહારી. રતનજડિત૦ ૫

---

## શ્રી નવનીત પ્રિયાજીનું ધોળ.

૬.

રાગ-તાળી લેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ-એ રાગ.
નંદલાલન વ્રજ લાડિલા રે લોલ, વ્રજ લાડિલા રે લોલ;
શ્રી નવનીતલાલ સુખકંદ, શોભા શી કહું રે લોલ,
મનમાં વસ્યા તે પ્રેમ ફંદથી રે લોલ. ॥ ટેક ॥

મણિમંદીર નંદરાયનાં રે લોલ, નંદ રાયનાં રે લોલ,
ખેલે છે ત્યાં શ્રી વ્રજચંદ, શોભા શી કહું રે લોલ. મ૦
પ્રાણજીવન વરસપાંચના રે લોલ, વરસ પાંચનારે લોલ,
ગુપ્ત સંકેત કરે સાર, શોભા શી કહું રે લોલ. મ૦
વ્રજનીતેકીચલાગી અંગમાં રે લોલ, શ્રીઅંગમાં રે લોલ,
બેહેકે છે ચંદનથી અપાર, શોભા શી કહું રે લોલ. મ૦
દૂધદંતમુખમાંહે ચમકતા રે લોલ, અતિ ચમકતારેલોલ;
કિલકારી કરે છે નંદ નંદ, શોભા શી કહું રે લોલ. મ૦
પ્રેમ ઉમંગે લઈ ગોપીકા રે લોલ, લઇ ગોપીકા રે લોલ,
ભેટે છે મંન દુઃખ દ્વંદ્વ, શોભા શી કહું રે લોલ. મ૦
ગોરસવલોવેમાતજશોમતિરેલોલ, માતજશોમતિરેલોલ;
જઇને ઝાલે છે નંદ લાલ, શોભા શી કહું રે લોલ. મ૦
માંખણમેહેલેછેવદનકમળમાંરેલોલ,વદનકમળમાંરેલોલ
કૃષ્ણ બળદેવની છે જોડ, શોભા શી કહું રે લોલ, મ.
દૂધલારઅધરબિંબટપકતીરે લોલ, સોહે ટપકતી રે લોલ;
ચુંબન કરે છે વ્રજબાળ, શોભા શી કહું રે લોલ. મ.
મૃગમદ રેખ શોભે ઘણી રે લોલ, શોભે ઘણી રે લોલ;
કાજળનું બિંદુ કીધું ગાલ, શોભા શી કહું રે લોલ. મ.
કેસરનાકમળપત્રકપોળમાંરેલોલસોહિએકપોળમાંરેલોલ;

જોઇને હરખે છે ઘણું તાત, શોભા શી કહું રે લોલ. મ.
શાર્દુલનખઆભુષણ ધર્યારે લોલ, આભુષણ ધર્યારેલોલ;
બાજુબંધ પોંહોંચીછે રસાલ, શોભા શી કહું રે લોલ.મ.
મોતી મણિની માળા કંઠમાં રે લોલ, શ્રી કંઠમાં રે લોલ;
ઉપર ધરી છે ગુંજામાળ, શોભા શી કહું રે લોલ. મ.
રૂમઝુમબાજેકટિમાંકિંકણીરે લોલ,કટિમાંકિંકણીરેલોલ;
છુમછુમ છુમ નેપુરનો નાદ, શોભા શી કહું રે લોલ. મ.
નખની છટાથી ચંદ્ર લાજતો રેલોલ, ચંદ્ર લાજ રે લોલ;
હારી નાદ કીધો સામો વાદ, શોભા શી કહું રે લોલ. મ.
પરમ ચતુર ભોળાછે ઘણા રે લોલ,ભોળાછે ઘણારેલોલ;
બાળ ચરિત્ર માંહે લિપ્ત, શોભા શી કહું રે લોલ. મ.
માંખણ લેપન કીધુંવદનમાં રેલોલ, કિધું વદનમાં રેલોલ;
પ્રતિબિંબ જોઇને હરખાય, શોભા શી કહું રે લોલ. મ.
જે થકી બ્રહ્માદિકથરથરે રેલોલ, અતિ થરથરે રે લોલ;
ગોપીજન પાસે તે તો દીન, શોભા શી કહું રે લોલ.મ.
નિજજનને સુખ આપવા રે લોલ, સુખ આપવા રે લોલ;
કૃપાદષ્ટિ રસ બરખાય, શોભા શી કહું રે લોલ. મ.

---

# શ્રી નવનીત પ્રિયાજીનો રેખતો.

૭.

શ્રી નવનીત પ્રિયે લાલ મેરે નેનમેં બસે,
નેનમેં બસે હો મેરે નેનમેં બસે,
કર લીએ નવનીત પ્યારે કિલકકેં હસે ॥ ટેક ॥
નેનકી ચપલ ચાતુરિમેં નિરખેકેં ભઈ આતુરી,
અંજન ફેલાય કર સુરી ભૃકુટી કમાન હે; શ્રી.
અલકેં હે ઘુઘરવારી, બેંદી સુંદર સવાંદી,
ઝુમખીકે કરનફુલ દોઉ શશિ સમાન હે. શ્રી.
ટોપી બુલાખ બેસર લટકનકી લટક ન્યારી;
મનમથકે મન ફંદના, ચિબુકકી ઝલક ભારી શ્રી.
શ્રી કંઠ હાંસ દુલરી તિલરી હમેલ રાજે;
મોતીમાલ કુંજમાલ કમલમાલ ઉર બિરાજે. શ્રી.
બાજુબંધ કડા પોંહોંચી મુંદડી જડાવ સોહે;
નખચંદ્ર હસ્ત ફુલ દેખ મેરો મન મોહે. શ્રી.
સુગંધી સોંધે વાગા કટી કિંકણી હે ભારી;
પ્યારે ચરણ ચલન ઠુમક ઠુમક નેપુર ઝનકારી. શ્રી.
જશોમતિકે દુલારે, શ્રી વિઠ્ઠલ પ્રાણ પ્યારે;
નિશદિના બસો દૃગંનમેં હો નિજજનકે નેનનરે. શ્રી.

# શ્રી મથુરેશજીનું ઘોળ.

૮.

રસરૂપ રંગીલા રે, શ્રી મથુરરેશ કહું;
ગુણ નાગર વીલારે, ચરણુની પાસે રહું. ૧
ગાઉં પ્રેમ ધરીને રે, પ્રેમરસ સિંધુ ભર્યો;
થાઉં અંતર આતુર રે, ઇંદુ અજવાળા કર્યા. ૨
તેજ ત્રિભુવન માંહે રે, વ્રજ જનના પ્યારા;
કવિ વરણે શું ત્યાંહે રે, લોચનના તારા. ૩
ભૂજા ચાર બિરાજે રે, વરણવું શી શોભા;
આયુધ તેમાં રાજે રે, જોતાં મન થાય લોભા. ૪
પદ્મ પ્રાણ પતિનું રે, મુખ્ય સ્વામિની જાણો;
ગદા કહિયે કુમારિકા રે, શ્યામજી મન આણો. ૫
ચક્ર તેજ ચંદ્રાવળીનું રે, શ્રૃતિ રૂપા સંગે;
શંખ જમુના મહારાણી રે, શ્યામ સુંદર રંગે. ૬
ગુપ્ત ભાવથી મનમાં રે, કરે ચિંતવન હરખે;
રસકુંજની લીલા રે, પ્રેમ સહિત બરખે. ૭
બીજો ભાવ પ્રસિદ્ધ છે રે, પદ્મ જન તાપ હરે;
ગદા દુષ્ટ સંહારે રે, સુદર્શન રક્ષા કરે. ૮
મહિમા છે અગણિત રે, શંખે ભક્ત કાજ સરે;

ધ્યાન રાખે હૃદયમાં રે, સેહેજે સંસાર તરે. ૯
કંઈક વરણવું પ્રકરણ રે, જેમ પ્રાગટ્ય થયું;
મથુરેશ શામળિયા રે, સ્વરૂપ ન જાય કહ્યું. ૧૦
એક સમેશ્રીમાહા પ્રભુજી રે, બિરાજે શ્રી જમુનાતીરે;
ત્યાં ત્રુટચો કરાડો રે, દીઠા શ્યામ શરીરે. ૧૧
દોડીને પાસે આવ્યા રે, કહ્યું મારી સેવા કરો;
શ્રી માહા પ્રભુ હસી બોલ્યા રે, ન્હાનું તમે રૂપ ધરો.૧૨
સ્વરૂપ તાડ સમોવડ રે, કેમ સેવા થાશે;
કલિજુગનાં પ્રાણી રે, કયાં લગી પોંહોંચાશે. ૧૩
ગોદમાં જઇ બેઠા રે, ચિબુક લગી આવ્યા જ્યારે;
કૌતક ત્યાં ભૂલ્યા રે, સેવક જોઈ રહ્યા ત્યારે. ૧૪
પદ્મનાભદાસ કેરૂં રે, મનોરથ પૂર્ણ કર્યું;
ચમત્કાર દેખાડવા રે, તેથી એવું રૂપ ધર્યું. ૧૫
વ્રજચિન્હ શ્રી અંગમાં રે, ભાગ્ય હોય તે જાણે;
પુષ્ટિ ભક્ત કૃપાથી રે, निजजन મન આણે. ૧૬

---

## શ્રી મથુરેશજીનો રેખતો.

૯.

મન મોહે લિયો શ્રી મથુરેશજીને બીર;
મથુરેશજીને બીર કાઠે કુંજકે કુટીર. મન.

કુંજ સદન ઠાડે શ્રી નંદકે દુલાર;
ચિતવનમેં ચિત્ત ચોર લિયો કેસેં ધરૂં ધીર. મન.
નહિં કામ ધામ ભાવે, બિન દર્શન ચેન ન આવે;
સંકેત સદનમેં મીલેંગે મનકી જાન પીર. મન.
ચાર આયુધ રાજે નિજ કાજ કરણ કાજે;
અંગ ચિન્હ સુભગ સોહે બન માલ બિથુરીર. મન.
એસી હે આશ મનમેં બસે મેરે દૃગનમેં;
અબ દીન જાન દીજે દર્શ સાંવરે શરીર. મન.
નિકુંજકે બિહારી, નિજજનકે સુખકારી;
મનમથકે મન ફંદના પ્યારી ભક્તનકી ભીર. મન.

---

## શ્રી વિઠ્ઠલેશજીનું ધોળ.

૧૦.

રાગ—સામી સંજ્યાએ હમે સંચર્યા રે,
જમુનાની તીરે, હાંહાં રે, જમુનાની તીરે—એ રાગમાં
શ્રી વિઠ્ઠલેશરાય શોભે ઘણું રે,
જલ ધન તન વાને, હાંહાં રે, જલ ધન તન વાને. ટેક.
સૂર સુતાની સંગમાં રે, છબી નહીં એ સમાને હાંહાં રે
જોઈ સ્વરૂપ વ્યાકુળથઇ રે, તન સુધબુધ ભુલી હાંહાં રે

નેનકમળ અતિરસેભર્યા રે, જોઇઅંગઅંગ ફૂલી હાંહાં રે
કુંતલ કેશ આવી રહ્યા રે, જાણે અલિ સુત વારૂ હાંહાં રે
ભૃકુટી કમાનબાણ જીતિયારે, મન લલચ્યું મારૂં હાંહાં રે
હસ્તકમળ કટિપર વસે રે, જોઇ મનમથ લાજે હાંહા રે
ભક્ત સંકેત જણાવતા રે, મહા સુખ સમાજે હાંહાં રે
શ્રીજમુના નિકટત્રટનેવિષે રે, રસઅંબુજ ફૂલ્યાં હાંહાં રે
પરમ ચતુર કિરતિ સુતારે, મન માનજ ભુલ્યાં હાંહાં રે
શું વરણું સુકુમારિકા રે, છબી રૂપ અગાધા હાંહાં રે
અરસપરસદષ્ટિ મળી રે, જોઈ રીઝયાં શ્રી રાધા હાંહાં રે
હસન દશન મનમથ હસે રે, જોઈ લેહેર ચઢે છે હાંહાં રે
કુંદ બીજ અંબુજ લસે રે, કામ નૃપત અડે છે હાંહાં રે
નામ શેષ નિશ દિન જપે રે, કોઇ પાર ન પામે હાંહાં રે
निजजन નીજરસ લોભતા રે, રાખો નીજ ધામે હાંહાં રે

---

## શ્રી વિઠ્ઠલેશરાયજીની ઠુમરી.

૧૧.

જલ ભરન જાત જમુનાકે પાત બડે ડાડસોં ડાડી
એક કામનીઆં—એ રાગ.

શ્રી વિઠ્ઠલનાથદગબંક નિરખમેરે, તનમનકી સુધભુલગઈ;

સંગસ્વામિનિબિરાજેશ્રીજમુને,દોઉકરકટિપેં નિહારરહી.
નવઘનજલદ ગૌર સાંવલ તન, ભ્રકુટી ધનુષ ઉપમાજુંકઇ;
નેન ચપલ અલકેં ઘુઘરારી, સંકેત નિકુંજ બતાય દઈ.
શ્રીવિઠ્ઠલવર વિઠ્ઠલેશસ્વરૂપએક,દોઉ શરણાંગતઉનકીમેં.
નિજ રસદાન દેત અભયતા, તાપ નિવારણ યેહી સઇ.
જુગલ સ્વરૂપ ધ્યાન ઉર અંતર, ઓર ન સૂઝે બાત નઇ;
પદ અંબુજ નિજનિશવાસર,દોઉસ્વરૂપમેં વિવસભઇ.

---

## શ્રી દ્વારિકાનાથજીનું ધોળ.

૧૨.

રાગ—ઘેલી મને કીધી રે, શ્રી નંદજીના નંદે–એ રાગમાં.

સખી મેં આજ દીઠા રે,
સાહેલી આજ દીઠા રે;
પ્યારી મેં આજ દીઠા રે,
કુંજભવન વ્રજચંદને. ॥ ટેક ॥

સખી રે હું તો કુંજધામ ગઈ હતી વેહેલી,
ત્યાં તો બેઠા રાધિકા પરમ અલબેલી,
વાત કરે સંગ લલિતા સાહેલી. સખીમેં.

શ્રી દ્વારિકાનાથ મનોહર પ્યારા,
નંદ જશોમતિ કેરા લોચન તારા;
પ્રેમ રસ પાય વ્રજ સુંદરીને ન્યારા. સખીમેં.
રાધે પ્યારી સજે છે શણગાર ઘણા ત્યાંહે,
શ્યામ આવ્યા ખબર ન પડી પળ માંહે;
નેત્રકમળ મીંચ્યાં તેથી વ્યાકૂળ થાએ. સખીમેં.
પ્યારી પુછે કોણ મારા નેત્ર મીંચે આવી,
ત્યારે શ્યામે બેઉ કરે બાંસુરી બજાવી;
ભુજા ચાર જોઈ મૂરત મન ભાવી. સખીમેં.
મેહેલી માન મનથી તે પ્રીત ઘણી કીધી,
ત્યારે શ્યામે રાધે પ્યારી અંક ભરી લીધી;
કૃપાની કટાક્ષે સેન સહચરીને દીધી. સખીમેં.
કુંજ કેલિ કરે રસ રંગ રતિ પુરા,
કોક કલામાં તો નથી એકે અધુરા;
પ્રેમ ઉનમત્ત રસે બેઉ જન શૂરા. સખીમેં.
જાલરંધ્ર જોઈ સખી મંન સુખ પામી,
વીનતિ કરૂં છું સદાય શિર નામી;
દીજે દરશન નિજજન કેરા સ્વામી. સખીમેં.

---

# શ્રી દ્વારિકાધીશની લાવણી.

૧૩.

 રૂમઝુમ રૂમઝુમ મેહુલા બરસે, ત્રટ જમુના પર
લગી ઝડી—એ રાગ.

શ્રીદ્વારિકાનાથ બિનતીસુન લીજે, દીનજાનમેં શરણ પડી;
તનમન આતુર ભઇ બ્હાવરી, સુનીએ વિનતી યેહી ઘડી.૧
પરમ દયાલ અતુલ સુખસાગર, દીન જનનકે કૃપા નિધિ.
ગજપેં ધાએ ગરૂડ છોડકેં, મેં શરણાંગત યેહી વિધિ. ૨
ભક્તનકે હિત સુખકે કારન, શંખ ચક્ર ગદા પદ્મ ધરી;
ગ્રહી બાંહે મેરી દઢ કરીકે, નહિં છૂટે અબ લગ્ન પરી. ૩
રોમ રોમ ભરપૂર દોષસોં, મદ ઉન્મદ લોભી કામી;
નહિં પ્રભુ મેં તિહારે લાયક, સબ ઘટકે અંતરજામી. ૪
રાજ શિરોમણિ કુંવર લાડિલે, દેત દંડ અપને જાની;
ચાતૃક આશ લગી ઘન ઉપર, સમય પાય બરષે પાની. ૫
શ્રીગિરિ ગોવર્ધન કર પર ધાર્યો, ભક્તનકી રક્ષા કારંન;
વ્રજ વનિતાકું વિપ્રયોગ–કરાવન કીને‌ા ગોચારંન. ૬
ચરન રેન હિયેં બસેં નિરંતર, તાતેં મેં નિશ્ચે કીની;
શ્રી વલ્લભ કરૂણામય સાગર, નિજજનકું યહ નિધ દીની. ૭

---

# શ્રી ગોકુળનાથજીનું ઘોળ.

૧૪.

રાગ—વ્રજવેદ વદતી બરસાના, ભૃખુભાન ગોપ
તહાં રાણા—એ રાગ.

વ્રજપતિવ્રજગોકુળ રસિયા, ગોકુળનાથમારે મન વસિયા;
આપ રૂપ ગોવર્ધનધારી, બંસી બાજે છે બેઉ કર પ્યારી. ૧
વામભુજગિરિરાજ ઉઠાવ્યો, દક્ષિણ ભૂજ શંખ મનભાવ્યો
સંગશ્રીરાધિકાઅતિસકુમારી, દક્ષિણભૂજચંદ્રાવલિનારી ૨
કૃપા દૃષ્ટિ તે વ્રજપર સરખી, ગોપી ગ્વાલ રહ્યા મન હરખી;
ઇંદ્રે કોપ તે વ્રજપર કીધો, તેણે દૂત બોલાવી લીધો. ૩
કહ્યું દૂતને જા વ્રજમાંહી, રહ્યા આહિર બહુ મદ માંહીં;
ત્યારે દૂતતેવ્રજમાંહીઆવ્યો, જોઈકુશલસમાચારલાવ્યો. ૪
ત્યારે ક્રોધ કીધો સૂરરાજ, હવે બગડે આહિરનું કાજ;
કહ્યું દૂતને આંખ ચઢાવી, નાખો ગિરિપર મેઘ પડાવી. ૫
દૂત આવ્યો મેઘમાળા પાસે, વર્ત્તમાન કહ્યા ઇંદ્રિદાસે;
ચાલો સૌને સુરેશ બોલાવે, ગણતી કરીને નામ બતાવે. ૬
મેઘવર્ત્તને જલવર્ત્ત ચાલે, વારિવર્ત્ત અનિલવર્ત્ત માહાલે;
નલવર્ત્ત વજ્રવર્ત કેહેવા, સૈન્યા સહિત શું વરણવું એવા. ૭

કેઇક કંપે કંઇએક મન હરખે, ઇંદ્રિ રાજાનું મન કેમ પરખે;
આવ્યા મેઘ સૈન્યા લઈ સાથે, વિનતિ કરી જોડીને હાથે.૮
આજ કેમ બોલાવ્યા છે હમને, એવું કામ પડયુંશું રે તમને;
ત્યારે ઇંદ્રિરાજા બોલ્યા વાણી, કહેતાં વારમાં લેજોરે જાણી.૯
વ્રજ ગોકુલ છે એક ગામ, ત્યાં વસે છે આહિર નંદ નામ;
વરસોવરસભોગદેતામુજને,કીધીઅનીતિકહું શુંતુજને.૧૦
તેણે દેવ ગિરિવર માની લીધો, તેમાં ક્રોધ ઘણો મેં કીધો;
ત્યારે મેઘે કહ્યું શીરનામી, તમે છો સહુ દેવના સ્વામી.૧૧
તમથી કોણ શ્રેષ્ઠ અધિકારી, એક ક્ષણમાં નાખીએ મારી;
ઇંદ્રિ બોલ્યો ત્યારે હરખ આણી, વરસાવો પ્રલયનુંરે પાણી ૧૨
પેહેલા ગિરિવર કરજોરે પૂરો, વ્રજ કોઇએ રહે ન અધૂરો;
ત્યારે બીડું આપ્યું ઇંદ્રે હાથે, મેઘમાળા મળી ચાલી સાથે૧૩
ચાલ્યા મેઘ ઉડયા ધુમકારા, જાણે સિંહ કરેરે હુંકારા;
જઇ ઘેર્યો તે વ્રજપુર દેશ, જોતા મેઘ ભયાનક વેશ.૧૪
ગિરિપર કાળી ઘટારે તણાઈ, પાપણ નાગણ જેવી જણાઇ;
ગરજેતરજેનેપવનઅપારા,ચમકેવીજળીખડગબેધારા૧૫
વરસે મેઘ સલીલ વજ્ર જેવો, અંધકાર થયો દુઃખ એવો;
દેખી ભય પામ્યા વ્રજવાસી, આશું કીધીરે ઇંદ્રિનીહાંસી.૧૬
આવ્યા નંદ કહાનની પાસે, કહો કૃષ્ણ કારણ શુંરે થાશે;

ત્યારે હસી બોલ્યા નંદલાલ, તમે પ્રસંન રહોગોપીગ્વાલ.૧૭
ગિરિ મહિમાથી ગિરિવર ધારે, એવા કોટિ ઈંદ્રિનેરે મારે;
શ્યામઆવ્યાતેગિરિવરપાસે,મુર્તિમાધુરીમુખમૃદુહાસે૧૮
વામ કરથી તે ગિરિવર ધાર્યો, વ્રજભક્તના કારજ સાર્યો;
ગિરિપર ચક્ર સુદર્શન ફરતું, જળધારાને છેદન કરતું. ૧૯
નીચે શંખપાંચજન્યરાખ્યો,તેણે જળ શોષણ કરિ નાંખ્યો;
મેઘે વૃષ્ટિ અપાર મચાવી, ઈંદ્રિ રહ્યો તે માથું પચાવી. ૨૦
મેઘ હારી ગયા પછી ત્યાંહે, જળ છાંટ ન પડી વ્રજમાંહે;
કહ્યું ઈંદ્રે તે મંન વિચારી, પ્રગટચા હશે દેવ મોરારી.૨૧
મન ઈંદ્રે બહુ તાપ કીધો, મેં તો આ અપજશ શિર લીધો;
હવે શી ગતિ થાશેરે મારી,દેવ બોલાવ્યા સંગેત્રિપુરારિ૨૨
કહ્યું બ્રહ્મા ચાલો વ્રજ માંહે સ્તુતિ કરો જઇનેરે ત્યાંરે;
કામધેનુ ઐરાવત હાથી, ઈંદ્રિ ચાલ્યો તે નીચા માથાથી.૨૩
આવ્યા જ્યાંગિરિધર વ્રજરસિયા,ઈંદ્રિને જોઈ મધુરૂં હસિયા;
ઈંદ્રિ ઉભો રહ્યો જોડી હાથ, ત્યારે બોલ્યા શ્રી ગોકુળનાથ૨૪
અંન્નકૂટ લીધો હમે જ્યારે, જળસેવા કરીરે તેં ત્યારે;
તેથી દોષ તને નહીં લાગે, આપું આરે ઘડી જે તું માંગે.૨૫
ઈંદ્રિબોલ્યોલજિતથઈમનમાં,ઘણીકરૂણાકીધીનાથેતનમાં;
કરી સ્તુતિ કહેશિરનામી,દીજે ધ્યાનચરણનુંરેસ્વામી.૨૬

અભિષેક પ્રભુજીને કીધા, ગોવિંદ નામ ધરી સુખ લીધા;
ઇંદ્ર પીઠ ઠોકી હરિ બોલે, દેવ લોકમાં નહીં તારે તોલે. ૨૭
ઇંદ્રિવ્રજથીતેલોકમાંઆવ્યો,શ્યામેહસ્તેથીગિરિપધરાવ્યો;
નંદરાણીએ આરતિ કીધી, ન્યોછાવર વારિને લીધી. ૨૮
રૂપ જોયું શ્રી ગોકુળપતિનું, માન ભંગ થયું સુરપતિનું;
વામ ચરણમાં પદ્મ બિરાજે, સુત્ર ભ્રગુ લંછન તન છાજે.૨૯
એક રસના શું માહમા હું ગાઉં, જોઈ રૂપ તે બલબલ જાઉં;
કીજે ક્ષમા દોષ ગિરિધારી, હું તો અધમ મહા અંધકારી ૩૦
શ્રી કરૂણાનિધિ નંદલાલ, મુને કીજે કૃપા તત્કાલ;
કાવ્યદોષતેમનમાંનઆણો, દાસચરણ કમળનીરેજાણો૩૧
મુખ્ય ચરણ રેણુઅભિલાખી, નિજજનને દીજે વ્રજ ઝાંખી;
વ્રજપતિવ્રજગોકુળરસિયા,ગોકુલનાથ મારેમનવસિયા૩૨

---

## શ્રી ગોકુળનાથજીની ઠુમરી.

૧૫.

રાગ—જંગલો.

શ્રી ગોકુલેશ રંગીલો ગિરિધારીરે;
રંગીલો ગિરિધારીરે, રસીલો ગિરધારીરે. શ્રી ગો૦ ટેક

શ્રી ગોકુલેશ જુગલ સ્વામિનિ મધ્ય મનોહર,
ચાર ભુજા સુખકારીરે, રંગીલો ગિરિધારીરે શ્રી ગો૦ ૧
દ્વોઉ કર બેનુ બજાવત ગાવત રીઝાવતાં સકુમારીરે;
એક ભુજાસોં ગિરિવર ધાર્યો, ચતુર્થ શંખ પર વારીરે
રંગીલો ગિરિધારીરે, રસીલો ગિરધારીરે શ્રી ગો૦ ૨
નેનકટાક્ષ મધુર અવલોકન, નિરખત સુરત બિસારીરે;
ભ્રગુ લાંછનકો ચિન્હ બિરાજત, પદ્મ ચિન્હપર વારીરે.
રંગીલો ગિરિધારીરે, રસીલો ગિરિધારીરે. શ્રી ગો૦ ૩
સપ્ત રંધ્રન રસદાન કરનકું, સપ્તવિધિ ભક્ત બિચારીરે;
વનજલ મેંટ રસ બરષાકીની, निजजन ઓર નિહારીરે.
રંગીલો ગિરિધારીરે, રસીલો ગિરિધારીરે. શ્રી ગો૦ ૪

---

## શ્રી ગોકુળચંદ્રમાજીનું ધોળ.

૧૬.

રાગ—મારારે સ્વામી બોલોની વ્હાલા—એ રાગપાં.

ગોકુળચંદ્ર લાગો છો વાહાલા,
મોહીરે જોઇ નેન તણા ચાળા,
ગોકુળચંદ્ર લાગો છો વાહાલા. ટેક.

વાહાલારે તારી નેન કટારી વાંકી,
તે તો મારે કાળજડે હાખી. ગો૦ ૧
ચરણ રજ કેરી હું અભિલાખી,
દીજેરે મને લલિત ત્રિભંગી ઝાંખી. ગો૦ ૨
ચરણ કટિ ગ્રિવા નમિત કીધાં,
કારણ રસ દાન ભકતને દીધાં. ગો૦ ૩
આપ વિના કરણા તે કોણ કરે,
ઢાલારે પાત્ર માંહેરે રસ ભરે. ગો૦ ૪
ચરણ દર્શન મરજાદા લોપી,
તેથીરે મન સ્થિર થયા ગોપી. ગો૦ ૫
પીતાંબર ફરકે છે સારૂં,
ચોર્યુંરે ચિત્ત પ્રાણપતિ મારૂં. ગો૦ ૬
ચરણ લગી પરસી છે વનમાળા,
કામણગારા દીસો છો નંદલાલા. ગો૦ ૭
ચરણ નખ ચંદ્ર પ્રકાશ જોઈ,
તેજેરે તેને મદન રહ્યો મોહોઈ. ગો૦ ૮
નેપુર ધુની તાન સહિત વાગે,
નાદ સુણી કામદેવ જાગે. ગો૦ ૯
સુથન કટિ કાછની છે ભારી,

મુગટની લટકપર જાઉં વારી. ગો૦ ૧૦
વરણવ્યું સ્વરૂપ, સૂક્ષ્મ રીતે,
કરો કૃપા ગાઉં પૂરણ પ્રીતે. ગો૦ ૧૧
સદા રસ રાસ મધ્યે રમતા,
એ તો પ્રભુ નિજજનને ગમતા. ગો૦ ૧૨

---

# શ્રી ગોકુળચંદ્રમાજીની લાવણી.

૧૭.

છબીનિરખોશ્રીગોકુલચંદકી,અહોપ્યારેજાનતહોમનકી;
લગી હે આશા દર્શનકીરે, શ્રી ગોકુલચંદકી. ટેક.
અહો પ્યારે ચિતવનકીછબિઓરેં,વ્રજલલનાકે ચિત્ત ચોરેં;
પ્યારેતનમનધન મોરે,કરરસ બરષાઅવલોકનકીરે શ્રી૦૧
પ્યારે મૂગટ કાછની સોહે, લડભાળ તિલક મન મોહે;
પ્યારેઘુઘરારીઅલકજોહે,ઝલકકાહાબરનુંકુંડલકીરે.શ્રી૦૨
શ્રી કંઠમેં હાસ હમેલ બિરાજે, દુલરી તિલરી છબી છાજે;
બનમાલા અધિકરાજે, બીનહે પાંતિ પઃ કનકીરે.શ્રી૦૩
ફેંદનાશ્યામસુખદસુખકારિ,બાજુપોંહોંચી મુદ્રિકાન્યારી;
કિયો હે વેણુનાદ ભારી,સુધ બુધ ભુલ રહી મનકીરે.શ્રી૦૪

સુથનકી કટી કિંકણી રાજે, ચરનનમેં નેપુર ધુનિ બાજે;
છબીનિરખીમદનલાજે,સુધબુધ ભુલી યહતનકીરે. શ્રી૦૫
ચરન કટિ લલિત મનોહર પ્યારે, વ્રજ યુવતિ કે લોચનચારે;
ગ્રિવા નમિત કરી ભારે,કરન રસ દાન સુચનાકીરે. શ્રી૦૬
અહો પ્રભુરાસરમણરસભીંજે, નિતહીં નૌતમ સુખદીજે;
પ્યારે ચરણ રેણુ કીજે,સદા યહ આશા નિજજનકીરે. શ્રી૦૭

---

## શ્રી બાળકૃષ્ણજીનું ધોળ.

૧૮.

રાગ-ઓરા આવોની શ્રી નાથજી સોહામણાજો-એ રાગમાં.

સખી છબી જોઇએ શ્રી બાળકૃષ્ણ લાલની જો,
ધ્યાન ધરી લીલા ગાઇએ રસાળની જો;
સખી છબી જોઇએ શ્રી બાળકૃષ્ણ લાલની જો. ટેક.
ગૌર શ્યામલ અંગ ભ્રકુટી વચ્ચે બિંદુકા જો,
તિલક મોતી લડ જોઇને બગ થયા ફિકા જો. સખી. ૧
બાળ રૂપ મંત્ર મોહિની પ્રકાશિતા જો,
ગજગતિ ચાલ જોઇને ગજ લાજતા જો. સખી. ૨
માત આગળ ખેલે બાળ રૂપને ધરી જો,
ચિત્ત ચોર્યું સખિ પ્રેમ આતુર કરી જો. સખી. ૩

સ્તન પાન કરી માત મન રંજન કર્યું જો,
રાધા જોઇને બાધા કામ રસ મન ભર્યું જો. સખી. ૪
કપોળ અલક જોઇ પલક તો લાગે નહીં જો,
સુધા સાર પીવા બચ્ચાં નાગણનાં સહી જો. સખી. ૫
એજ ધ્યાન હ્રદય સ્થિર કરિને રાખિયે જો,
કહે નિજજન રસનાથી શું ગુણ ભાખિયે જો. સખી. ૬

---

## શ્રી બાળકૃષ્ણજીનું ધોળ.

૧૯.

રાગ—ઓ જશોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ—એ રાગમાં.

મણિમય ભોમિ માહાવનમાં શ્રી જશોદાજી ઘર સોહે.ટેક

શ્રી બાળકૃષ્ણજી ખેલે છે,
માંખણ મીશરી મુખ મેહેલે છે,
એવી બાળલીલા રસ રેલે છે. મણિમય. ૧
હળવે હળવે ઘુટુરન ચાલે,
પ્રતિબિંબ જોઇને તે ઝાલે,
એવા અદ્ભૂત સુખ જનુનિને આલે. મણિમય. ૨

નેપુર કટિ કિંકણી વાજે છે,
શબ્દ સુણીને રતિપતિ લાજે છે,
એવી ઉપમા નંદ ઘેર છાજે છે. મણિમય. ૩
જગુલી ટોપી અંગે ઓપી,
મુખ શોભા જોઈ રહ્યાં ગોપી,
તેણે કુળ મરજાદા સૌ લોપી. મણિમય. ૪
વાહાલો રતન જટિત ઝૂલે પલના,
ઝૂલાવે સૌ વ્રજની લલના,
મુખે જોયા વિના પડે કલના. મણિમય. ૫
વાહાલે શકટ પૂતનાને મારી,
સ્તન પાન કરિને તે તારી,
એ છબી પર નિજજન બલિહારી. મણિમય. ૬

---

## શ્રી બાળકૃષ્ણજીના ચોખરાના ચાર ધોળ.

૨૦.

રાગ—જવા દો મને શાને રોકો છો વાટમાં—એ રાગમાં.

સખી શ્રી બાળકૃષ્ણલાલ બાળ રૂપ સોહિયે,
હાંરે મુખ કમળ જોતાં તે મન મોહિયે,
સખી શ્રી બાળકૃષ્ણલાલ બાળ રૂપ સોહિયે. ટેક.

નામ બાળકૃષ્ણલાલજી માહા ગૂમ છે,
હાંરે વ્રજ સુંદરીના રસ માંહે લુપ્ત છે. સખી૦ ૧
પુષ્ટિ પુષ્ટિ પુષ્ટિ પુરૂષોત્તમ કહિયે,
હાંરે નિરાવરણ જોઇને સુખ લહિયે. સખી૦ ૨
પ્રથમ તે શ્રી કહેતાં શ્રી સ્વામિનીજી વખાણો,
હાંરે બાળ કહેતાં વ્રજબાળ સંગ જાણો. સખી૦ ૩
કૃષ્ણ નામથી તો પ્રાગટ્ય વ્રજને વિષે,
હાંરે સુખ સાગર નંદાલય દિસે. સખી. ૪
લાડ મધ્યે એમતે કહે છે માત બાળકૃષ્ણ,
હાંરે ગર્ગમુનિએ કર્યાં છે ઘણા પ્રશ્ન. સખી. ૫
બાળ સેવા મધ્ય મુખ્ય કહિયે કુમારિકા,
હાંરે લીલા કિશોર તણી તે સુખધારિકા. સખી. ૬
નગ્ન અંગ ખેલે પ્રેમ મગ્ન રસ રંગથી,
હાંરે નિત્ય સીધા શ્રૃતિરૂપા સંગથી. સખી૦ ૭
સર્વ લીલા માંહે શ્રી માહારાણિજી સંયોગ છે,
હાંરે નિત્ય ભકતને તે સિદ્ધિ રસ ભોગ છે. સખી. ૮
પાલને ઝૂલે છે પ્રાણ રસિક શિરોમણિ,
હાંરે નિજજનને કૃપા તે કીધી ઘણી. સખી. ૯

---

# રાગ ઉપરનો.

૨૧.

સખી હો ગુણ ભરિયા શ્રી કૃષ્ણ બાળ રૂપ છે,
હાંરે મન મોહી લીધું મોહિની સ્વરૂપ છે;
સખી હો ગુણ ભરિયા શ્રી કૃષ્ણ બાળ રૂપ છે. ટેક.
નંદ ભુવન મધ્ય નિત્ય બાળલીલા કરતા,
હાંરે વૃંદાવનમાં તે રાસ રસ ભરતા. સખી૦ ૧
એજ બંસીધર અને ગિરિધર એજ છે,
હાંરે જેનું ચૌદે તે લોક માંહે તેજ છે. સખી૦ ૨
વાંકી દષ્ટિ માંહે વશીકરણ ભર્યું છે,
હાંરે મારૂં ચિત્ત વિત્ત સરવે હર્યું છે. સખી૦ ૩
કુટીલ કટાક્ષે સર્વે મોહ્યાં વ્રજ ભામિની,
હાંરે નહીં ધીરજ રહી તે મન કામિની. સખી૦ ૪
એક ક્ષણ ઘર માંહે ચિત્ત નવ લાગે,
હાંરે મન આતુર થયું અનંગ જાગે. સખી૦ ૫
વ્રજ લલના તે દીપક મિષે આવતાં,
હાંરે જોવા શ્યામ સુંદર મન ભાવતાં. સખી૦ ૬
દીપકને ઘેર કરી વારે વારે આવે,
હાંરે ગોપી તંનના તે તાપ સમાવે. સખી૦ ૭

બાળકૃષ્ણ રૂપે લઈ ગોદમાં બિરાજે,
હાંરે નવ તરૂણી સંગે તે તરૂણી રાજે. સખી૦ ૮
અદ્‌ભૂત સુખ વ્રજ સુંદરીને આપે,
હાંરે વ્રજ માંહી નિજજન સ્થિર સ્થાપે. સખી૦ ૯

---

## રાગ ઉપરનો.

૨૨.

સખી શ્રી બાળ કૃષ્ણજીના રૂપ પર વારી,
હાંરે મુરતિ માધુરી લાગે છે ઘણી પ્યારી,
સખી શ્રી બાળ કૃષ્ણજીના રૂપ પર વારી. ટેક.
જોઇને સ્વરૂપ વાત્સલ્ય ભાવ આવે,
હાંરે કિલકારી કરીને જઈ ધાવે. સ૦ ૧
રીંગન કરે છે મણિરત્ન જટિત ચોકમાં,
હાંરે જઈ ખેલે નંદ ગોપના તે થોકમાં. સ૦ ૨
કટિ માંહે કિંકણીનો મધુર શબ્દ વાજે,
હાંરે આભરણ અંગમાં તે સૂક્ષ્મ બિરાજે. સ૦ ૩
રૂમક ઝુમક નેપુર અવાજ લાગે મીઠો,
હાંરે સુરત સાંવરી શ્રી નંદજીએ દીઠો. સ૦ ૪

બેહુ હસ્ત ઝાલી તાતતા થૈ નચાવે,
હાંરે કર હાથમાંથી છૂટે તે બચાવે. સ૦ ૫
ક્ષણું માંહે હસ્ત સ્તનપાન નિત્ય સુધા ધાવે,
હાંરે નેત્ર ચોળીને તે અંજન ફેલાવે. સ૦ ૬
ભૂમિ ઉપર લોટે બેસે વળી ઉભા થાય છે,
હાંરે જશોદાની તે ગોદ માંહે જાય છે. સ૦ ૭
ચુંબન કરીને માત માંખણ ચટાવે,
હાંરે માંહે મીશરી તે મેળવી સથાવે. સ૦ ૮
સ્તનપાન કરીને સંતોષ પામી પોઢે,
હાંરે નિજજન ઉભા તે કર જોડે. સ૦ ૯

---

## રાગ ઉપરનો.

૨૩.

સખી શ્રી બાળકૃષ્ણજીનાં લોચન રસીલા,
હાંરે બાળલીલા તે માંહે અરવીલા,
સખી શ્રી બાળકૃષ્ણજીનાં લોચન રસીલા. ટેક.
નંદ સુતને શ્રી વસુદેવ સુત કહિયે,
હાંરે તેમાં તારતમ્ય ભાવયુક્ત લહિયે. સ૦ ૧

વસુદેવજીને ઘેર પ્રાગટ્ય માંહે ભેદ છે,
હાંરે એહ વાતમાં અગમ્ય સદા વેદ છે. સ૦ ૨
શ્રીમદ્ વલ્લભ પ્રભુ દાન જેને દેશે,
હાંરે પુષ્ટિ સ્વરૂપ હૃદયે તેને રહેશે. સ૦ ૩
વસુદેવ ઘેર મર્યાદ યુક્ત રૂપ છે,
હાંરે નંદ આત્મજ તે પુષ્ટિ સ્વરૂપ છે. સ૦ ૪
દૈત્યને સંહાર્યા તે મર્યાદા આવેશથી,
હાંરે રાસ લીલા કરી તે પુષ્ટિ લેશથી. સ૦ ૫
દેવકી સુત કહી બોલે છે કુમારિકા,
હાંરે ગુપ્ત ભાવ રાખ્યો છે મન સારિકા. સ૦ ૬
શ્રુતિ રૂપા સદાય નંદસુત કહે છે,
હાંરે નિત્ય સિદ્ધિ શ્રી જમનાજી સંગ રહે છે. સ૦ ૭
ચાર વ્યૂહયુક્ત એ છે દેવકીનંદના,
હાંરે યોગ યોગેશ્વરોના એ વંદના. સ૦ ૮
પુષ્ટિ ચાર જૂથ યુક્ત વ્રજમાં બિરાજે,
હાંરે નિજજન માથે એવા પ્રભુ ગાજે. સ૦ ૯

---

# શ્રી ઠાકોરજીની બધાઈ.

૨૪.

રાગ—રાવરકે કહે ગોપ—એ રાગમાં.

આજ નઈ બાત સુનિ, આઇરી ભેટું મેં તો;
નંદજુકી રાનીને સલોનો ઢોટા જાયો હે. ટેક.
લેઉંગી બધાઇ મેં તો, જાઉંગી અગાઉ આલિ;
ઠાડે નંદ દાન દેત સબે મન ભાયો હે. આજે. ૧
શિવ સનકાદિ જ્યાકો પાર નહિ પાવત હે,
જશોમતિ રાનિને ઉછંગ હુલરાયો હે;
કંચન કલશ લે લે ધાયે સબ વ્રજ જન,
સુનત જનમ નિજજન સુખ પાયો હે. આજે. ૨

---

# પલનાનાં કિર્તન.

૨૫.

રાગ ભેરવી.

શ્રી બાળકૃષ્ણ પ્રિય ઝૂલત પલના;
પલના પલના પલનારે. શ્રી બાળકૃષ્ણ૦ ટેક.
ગૌર શ્યામ છબિપેં દિલ અટકયો;
બિન દર્શન મન કલનારે. શ્રી બાળકૃષ્ણ૦ ૧

ટોપી તિલક ઝુક રાહ અલકાવલિ;
લટકત લટકન હલનારે. શ્રી બાળકૃષ્ણ૦ ૨
કિલકત હસત કરત કિલકારી;
બાલરૂપ કછુ છલનારે. શ્રી બાળકૃષ્ણ૦ ૩
નિજજન પદ અંબુજ અનુરાગી;
મન મધુકર કહું નહિં ચલનારે. શ્રી બાળકૃષ્ણ૦ ૪

---

૨૬.
રાગ ખટ.

આજ સુભગ કેવડા ભર્યો પલના જશોમતિ લાલ ઝૂલાવતહે;
ઝુલાવત હે જું ખેલાવત હે રાની બેઠી મધુરસુર ગાવતહે.ટેક.
ભોંરી ચકરી ફિરકની લેહેટુ બંગી ડોર ફિરાવત હે;
ફિરાવતહે હુલરાવતહે ચુટકી દે તાલ બજાવતહે. આ૦ ૧
શ્રીબાળકૃષ્ણ મુખચંદ્ર નિરખકેં આનંદ ઉર ન સમાવતહે;
માંખન મિશરી ચૂમી ચટાવત ઉર સ્તન પાન કરાવતહે.૨
ઝુંડન ઝુંડન સખિ ચહું દિશતેં નિરખી નેન સચુપાવત હે;
કબહુક ઝૂલત કબહુક ખેલત ઉંગરી પકરકે નચાવત હે.૩
અંગ સિંગાર કિયે અતિ શોભીત નિરખી અનંગલજાવત હે;
ચરણકમલ નિજજન અનુરાગી મનમેં મોદ બઢાવત હે. ૪

---

# શ્રી બાળકૃષ્ણજીનું ફળફુલના પારણાનું ધોળ.

૨૭.

વ્રજકી લતા લાગે પ્યારી, લતા લાગે પ્યારી–એ રાગમાં.

આજ ફુલન ભર્યો પલના, ફુલન ભર્યો પલના;
ઝૂમ રહી લતા ચહુ ઓર, આજ ફુલન ભર્યો પલના. ટેક.
બેઠી રાની જશોદા ઝૂલાવે, રાની લલના ખીલાવે;
રાની પલના ઝૂલાવે,
ઝૂક ઝૂલે શ્રી બાળકૃષ્ણલાલ. આજ ફુલન ભર્યો. ૧
શિશ પાઘ ચંદ્રિકા સોહે, ચંદ્રિકા સોહે;
લડ લટકન તિલક સુભાલ. આજ ફુલન ભર્યો. ૨
શિશ ફુલ કરન ફુલ ઝલકે, કરન ફુલ ઝલકે;
નાસા મોતી શિર પેચ. આજ ફુલન ભર્યો. ૩
શ્રી કંઠ દુગદુગી માલા, સોહે દુગદુગી માલા;
હીરા હાર હમેલ. આજ ફુલન ભર્યો. ૪
ગુંજામાલ કમલ બનમાલા, કમલ બનમાલા;
ચોટી મુંદડી રસાલ. આજ ફુલન ભર્યો. ૫
શ્રી વિઠ્ઠલનાથ સંગ મિલ ખેલે, સંગ મિલિ ખેલે;
निजजनको સમાજ. આજ ફુલન ભર્યો. ૬

---

# શ્રી બાળકૃષ્ણજીનું પુલનું પારણું.

૨૮.

રાગ સારંગ.

આજ શુભ કુંજમેં કુસુમ પલના રચ્યો,
ઝૂલે શ્રી બાળકૃષ્ણ સુખકારી;
માલ્લિકા માધુરી ગોપિકા કર ભરી.
ઝૂમખા ફોંદના છબ જું ન્યારી. આજ૦ ૧
અલક અલકાવાલ પોંહોંચી હસ્ત પુલ કર,
મુદ્રિકા રાજહીં ત્રોટી ઊર પર;
રહી જાત ઉજિયારી તિલક કુંડલ કાંતિ,
ગંડ ઝલમલન શોભા જું ભારી. આજ૦ ૨
શિશ પુલ હે પગા જોડ મુક્તાલસત,
કલગી કર લટકન અતહીં સોહે;
જટિત પંનન હાંસ દુગદુગી ફોંદના,
કિંકિની નેપુર નાદ મન મોહે. આજ૦ ૩
દશન દમકન નેન કરત મન ફંદના,
નાસિકા મોતી છબ લાગે પ્યારી;

હાર મુક્તાવલિ જાટત હીરાવલિ,
ગુંજ અરૂ કુસુમ બનમાલ ધારી. આજ૦ ૪
સકલ વ્રજનાર નંદ નંદ ઝુલાવત,
ગાવત અતિ મન મોદ ભરી;
શ્રી વલ્લભનંદ સંગ મિલિ ખેલત,
નિરખત નિજજન રહે અનુસરી. આજ૦ ૫

---

# હાલેરૂં.

૨૯.

હાલરીઉં વાહાલુંરે બાળકને હાલરીઉં વાહાલું,
મન હરણી મન મોહનિ મૂરત બોલે છે કાલું કાલું;
બાળકને હાલરીઉં વાહાલું. ટેક.
શિશ પેહેરી પચરંગી ટોપી અંગે અંગરખી ઘાલું. બા૦ ૧
હાંસ હાર બગનખો પેહેરાવું કંદોરો ઝૂમખી વાલું. બા૦ ૨
ચરણ કમળ મધ્ય નેપુર વાગે ઠમક ચરણ ધરી ચાલું. બા. ૩
રતન જટિતને પાલને ઝુલાવું ગાદી ઉસિકા ઢાલું. બા૦ ૪
કર ચુટકી દે તાલ બજાવત આનંદમાં દિન ગાળું. બા૦ ૫
નિજજન પ્રભુને ખેલ ખિલાવવા સદા મંદિરમાં માહાલું. ૬

---

# પારણું.

૩૦.

રાગ બિલાવલ તથા ધનાશ્રી.

માત હાલરૂં ગાવત હેરી. ( બે વાર )
પ્રમુદિત અતિ હરખાવત હેરી, માત હા૦ ટેક.
ખેલો મેરે લલના ઝૂલાવું તોહે પલના;
નિંદ નેનભર આવત હેરી. માત હા૦ ૧
પુચકારત ચુચુકારત મૈયા,
માંખન મિશરી ચટાવત હેરી. માત હા૦ ૨
કર ચુટકી દે તાલ બજાવત,
હુલરાવત દુલરાવત હેરી. માત હા૦ ૩
નેન આંજ ભ્રુવ ત્રટ કરિ બેંદી,
કઠુલા કંઠ ધરાવત હેરી. માત હા૦ ૪
પદ અંબુજ અંગુષ્ટહીં ચૂસત,
નિજજનહીં સ્નેહ જતાવત હેરી. માત હા૦ ૫

———

# શ્રી બાળકૃષ્ણજીનું પલનાનું ઘોળ.

૩૧.

રાગ—માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે—એ રાગમાં.

ઝૂલે પાલનામાં બાળકૃષ્ણલાલ,
હુલરાવીને આનંદ મન જશોમતિ. ટેક.
એમનું ગૌર શ્યામલ અંગ છે રસાળ,
ભ્રકુટી વચ્ચે છે બિંદુકા મૃગમદ તણી;
ઝૂલે લાડકડા લલન આવે વાહાલ. હુલરાવીને૦ ૧
ચમકે બે દંતુલી હીરા ને પ્રવાલ,
નાસા શૂક ચંચુની શોભા નથી ભાખવા;
છબી નિરખીને હરખે છે વ્રજબાલ. હુલરાવીને૦ ૨
બેસર મુક્તા તે લપનની પાસ,
ચંદ્ર ચુમવાને તારા જાણે આવીઆ;
દર્શન બાળચરિત્ર કેરાં સુખરાશ. હુલરાવીને૦ ૩
એક વરસ કેરા શ્રી નંદલાલ,
નાની નાનીશી લટૂરી ઘણી શોભતી;
આવે નેત્ર કમળમાં શોભા ખંજન ગાલ. હુલરાવીને૦ ૪

દક્ષિણ શ્રી હસ્તે લીધું છે નવનીત,
જાણે અંબુજ મધ્યે તે ઈંદુ રાજતો;
ઉપમા અસંભવ છે અગણિત. હુલરાવીને૦ ૫

વામ શ્રી હસ્તે ટેકયો તે ક્ષતિ માંહે,
જાણે જલસુત દધિસુત ભોમિ આવિયા;
તેવી મણિમય જટિત અવનિ તાપ. હુલરાવીને૦ ૬

શોભા અવનિની તે કોટિ સૂર્ય પ્રકાશ,
રસ અંબૂજ તાંહાં તો વરી બે લસે;
તેમાં દશ દાધ સુતનો ઉજાશ. હુલરાવીને૦ ૭

પાછળ શોભે છે ચરણ તલવામ,
જાણે ક્ષતિસુત ક્ષતિ પર આવિયા;
એવા દર્શન તણી છે મન હામ. હુલરાવીને૦ ૮

ક્ષણુ રૂદન કરે ને ક્ષણુ મંદ હાસ્ય.
પદ અંગુષ્ઠ મેહેલે છે ઓષ્ટને વિષે;
તેમાં વસે છે ઘણા ઘણા દાસ. હુલરાવીને૦ ૯
સીંચે પુષ્ટિ સુધા થાય છે જેમ પ્રકાશ,
કારણ અંગુષ્ઠ ધાવવાનું એમ જાણજો;
બેઉ ભકતને તે નિશ્ચ સિદ્ધ થાય. હુલરાવીને૦ ૧૦
એ તો ગૌર શ્યામલ છે રસ રૂપ,

વ્રજ ભકતને તે સ્નેહ જણાવવા;
તેથી ધારણ કર્યું છે એ સ્વરૂપ. હુલરાવીને૦ ૧૧
પ્રભુ વિરૂદ્ધ ધર્માશ્રય આપ,
એમાં સંશય તે મનમાં ન આણિયે;
વ્રજ ભકતના તે દૂર કરવા તાપ હુલરાવીને૦ ૧૨
સદા બાળક ને સદા છે કીશોર,
દૂધ લાર તે અધરામૃત સીંચવા;
વ્રજલલના કેરા તે ચિત્ત ચોર. હુલરાવીને૦ ૧૩
ઘણા ખેલવણા ખેલાવે નિજ માત,
લેઈ ગોદમાં કરાવે સ્તન પાનને;
બેઉ માતાને તે હરખ ન સમાત. હુલરાવીને૦ ૧૪
વરી ગોદમાંથી લે છે આપ તાત,
લેઈ પલને પોઢાડે વ્રજ લાડિલા;
મુખ ચુંમીને પ્રસંન માત થાત. હુલરાવીને૦ ૧૫
એ તો પ્રગટ્યા છે અખિલ ભુવનના નાથ,
ધન્ય ભાગ્ય તે વ્રજના હું શું કહું;
કીધા નિજજન પ્રગટી સનાથ. હુલરાવીને૦ ૧૬

---

# શ્રી કૃષ્ણનું પ્રાગટ્ય સાંભળીને શ્રી માહાદે-વજીનું ગોકુળમાં દર્શન અર્થે પધારવું.

૩૨.

રાગ-એ દૈયા મતબાલા જોગી દ્વારે મેરે આયો હે—એ રાગમાં.

શ્રી જશોમતિ રાની નંદ મેહેરકી, ઢોટા સુંદર જાયો હે;
શ્યામ સલોનાં રૂપ રીઝોનો, તનમનદેખલુભાયો હે. શ્રીજ૦૧
યહ સુનકે કૈલાસ ભવનતેં, આતુર જોગી ધાયો હે;
જયજયકારભયોતિહીંપુરમેં, આનંદઉરનસમાયોહે. શ્રીજ.
શીશ જટામેં ગંગજલ ધારેં, શંખનાદ ઘુરણાયો હે;
ત્રૈલોચન વિજયારસ માતે, નંદપોારપેં આયો હે. શ્રીજ૦૩
યહ સુનિ નંદ મેહેરકી રાની, ભીતર ભવન બુલાયો હે;
મોતીન[illegible] જો હોતઅમૂલી, જોગીઊરપેહેરાયોહે. શ્રીજ૦૪
નહિં લઉં મૈયા મોતીનમાલા, તન મન મોદ બઢાયોહે;
અપનેસુતકેદર્શનકરાયદે, પલનામેંઝુંપોહોઢાયો હે. શ્રીજ૦૫
જોગી મનમેં મોદ બઢાયો, નિરખિ નેન સુખ પાયો હે;
નિજજન પ્રભુજબકિલકહસે, તબરાઈલોંનકરવાયોહે. શ્રીજ.

---

# શ્રી બાળકૃષ્ણલાલજીની લાવણી.

૩૩.

છબી મૂકટ લટક ભ્રકુટીપેં, નેનભર દેખો. ( બે વાર. )
શ્રી બાળકૃષ્ણ પ્રિયે લાલ, હૃદયમેં પેખો. ૧
લટ ભાળ તિલક શ્રવનનમે કુંડલ ઝલકે;
સોહે શીશફુલ નાસાકો મોતી લળકે. ૨
ગાલન પર અલકેં શ્યામ ખુલે ઘુઘરારી,
જુગ ભ્રુવ ત્રટ બેંદી દેખત સુરત બિસારી. ૩
શ્રી હસ્ત કડા પોંહોંચી મુંદડી દશ રાજે,
નખકી ઉજીઆરી દેખ ચંદ્રમા લાજે. ૪
શ્રી કંઠ દુગદુગી દુલરી મોતીનમાળા,
ગુંહીં પોહોપમાલ પેહેરાવત:વ્રજકી બાલા. ૫
ધરે લાલ પીતાંબર ક્ષૂદ્ર ઘંટિકા સોહે,
નેપુરકી ધુનિ સુનિ મનમથકો મન મોહે. ૬
તન ગૌર શ્યામ સુકુમાર સુભગ અનુરાગે,
મન હરન કૃપા રસ ભરન નેન રસ પાગે. ૭
પ્યારે બાલ રૂપ ધરી ઝૂલત હે નિત પલના,
વ્રજ લલના કે ચિત્ત ચોર રમણ બિન કલના. ૮
પ્યારે કર લીને નવનીત બાંસુરિ બજાવે.
નિજજનકે લે લે નામ, સો નિકટ બોલાવે. ૯

## શ્રી બાળકૃષ્ણજીની ઠુમરી.

૩૪.

ચેહી બાળકૃષ્ણલાલ નેનોંહીં કે તારેરે,
નેનોંહીં કે તારે પ્યારે નેનોંહીં કે તારે. ચેહી બાળ૦ ટેક.
દેખી જબસેં અલકોં તબસે પલકોં નહિં લાગે મોરી,
કયાહી બલખાતી બચે નાગનસેં છીટ કારેરે. ચેહી૦ ૧
માધુરીસી મૂરત સુરત લાગી મુજકોં તોરી,
ચેહી રૂપ निजजन નેનોંસેં નિહારેરે. ચેહી બાળ૦ ૨

---

## શ્રી બાળકૃષ્ણજીની લાવણી.

૩૫.

શ્રી બાળકૃષ્ણ રસરાજેં, પ્યારે ઠુમક પેંજનીઆ બાજે;
સોહે ચોટી નાગકી ફનીઆ, ટોપી લટકનલક કનીઆ,
કરમેં નવનીત બિરાજે, પ્યારે ઠુમક પેંજનીઆ બાજે. શ્રી.૧
જશોમતિકે રાજદુલારે, વ્રજયુવતિન લોચન તારે;
રૂનઝુનકાટાકંકિનીગાજે, પ્યારેઠુમકપેંજનીઆબાજે.શ્રી.૨
જહાં રત્ન જટિત આંગનમેં, પ્રમુદિત રહે નંદ સદનમેં;

કિલકત ધુટુરૂનતેં બાજે, પ્યારે ઠુમક પેંજનીઆ બાજે. શ્રી.૩
દોઉ નેન રહે રસ પાગે, પ્રતિબિંબ દેખ અનુરાગે;
સૂક્ષ્મ આભુષણ સાજે, પ્યારે ઠુમક પેંજનીઆ બાજે. શ્રી.૪
બેંદી શ્યામ મનોહર સોહે, જુગ ભોંહ મેરો મન મોહે;
નિરખતહીં મનમથલાજે, પ્યારે ઠુમક પેંજનીઆબાજે. શ્રી.૫
ક્ષણ ક્ષણ પ્રતિ લીલાઓરે, નિશ દિના બસો મન મોરે;
યહસુખ નિજજનશિરછાજે, પ્યારે ઠુમક પેંજનીઆબાજે. શ્રી.

---

## શ્રી બાળકૃષ્ણજીની ઠુમરી.

૩૬.

દેખો બાળકૃષ્ણલાલ બાલા સુખ દેતેરે,
બાલા સુખ દેતે પ્યારે દિલમેં મોરે રેહેતેરે. દેખોબાળકૃ૦ટેક.
ખેંચી હે કમાનીઆ મદન ભોંહે ફબતીહેં,
કયાહીનેનોં બાલે ભોલે વેહીં દિલમેં ચુવતેરે. દેખોબાળકૃ૦૨
દર્શન મુજકોં દે જા પ્યારે, પલકોં મેરી નવતીરે;
યાહી રૂપ નિજજન અપને દિલમેં લુભતેરે. દેખોબાળકૃ૦૩

---

# શ્રી બાળકૃષ્ણજીની ભેરવી.

૩૭.

શ્રી બાળકૃષ્ણ છબિપેં દિલ અટકયો, ( બે વાર ) ટેક.
ગૌર શ્યામ છબિ પરમ મનોહર,
ઇન બિન ચિત્ત કહું નહિં ભટકયો. શ્રી બાળકૃ૦ ૧
શીશ દુમાલો સુભગ ચંદ્રિકા,
કુંડલ કતરા લટકન લટકયો. શ્રી બાળકૃ૦ ૨
અંગ અંગ ભૂષણ પરમ મનોહર,
રૂપ માધુરીપેં ચિત્ત ઠઠકયો. શ્રી બાળકૃ૦ ૩
ચંચલ ચપલ નેન અનિયારે,
ચિતહુ ચુરાય મદનકોં પટકયો. શ્રી બાળકૃ૦ ૪
ઝૂલત પલના ઝૂલાવત લલના,
ભેદ સંકેત જનાવત ચટકયો. શ્રી બાળકૃ૦ ૫
ક્ષણ ક્ષણ તરૂણ બાલ સુખ નિરખત,
મન મધુકર નહિં કહું અટકયો. શ્રી બાળકૃ૦ ૬
રસ નિધિ રસ બસ કે વચનનમેં,
ઉલટ અંચરવાકો ઝટકયો. શ્રી બાળકૃ૦ ૭
અરૂન અધર ધર મુરલી બજાવત,
નિજજન પ્રભુકે ચરણ ચિત્ત સટકયો. શ્રી બાળકૃ૦ ૮

---

# શ્રી બાળકૃષ્ણજીની ફુલમંડળીના કવિત.

૩૮.

ફુલી ફૂલવારી ગુલ ક્યારી ત્યૈં મજેજવારી,
ફૂલકી તિબારી ભારી ફૂલકી અટારી હે;
ફૂલકે ઝરોખે ગોખે ઉંચે જાલરંધ્ર મોખે,
ગુંજૈં ચંચરીકજનુ ઘટા મેઘધારી હે.
આઇકે બિરાજે તહાં ફાટિ ચંદ સુખકારી,
બાલ વપુ ધારી કૃષ્ણ સોઇ બનવારી હે;
જય જય શબ્દ બોલ ધાએ નર નારિ જહાં,
આઈ મગનલાલ તહાં આરતિ ઉતારી હે.
ફૂલ ફૂલવારી ગુલ ક્યારીકી બહાર ભારી,
તૈસૈં સુખકારી વર માલતિ નિવારી હે;
જાઈ જૂઈ ચંપક ચંમેલી ચારૂ સૌંન જુંહીં,
મલ્લિકા ભલેંહિ કુંદ સોહૈં શોભા ભારી હે.
શીતલ સુગંધમંદ પવન ઝકોર લેત.
યમુના તરંગ સંગ લાગત સુખારી હે;
મદન મહી પર ચિરાવટી ઉશીર જહાં,
ફૂલનકી ઝારી ઓરતિવારી ત્યૈં અટારી હે.
ફુલનકી ગેંદ રચી ચોસર ગુંહી હે ફુલ,

ફુલનકે બાજુબંદ ફુલહીંકો કંગના;
ફુલહીંકી સારી તામેં ફુલકી કિનારી સોહે.
ફુલકો વિતાન તન્યો ફુલહીંકો અંગના.
ફુલહીંકો તખત બિછાયો કમનિય કામ.
ફુલકો હિંડોલો દેખિ હોત મન મગ્નના;
જુગ નૂજ ભાત જૂટી બારીકી બહાર લુટી.
દેખી સખિ પ્યારી સંગ નંદ જુંકો છગના.
અદ્‌ભૂત અનૂપ ગૂઢ રસ કો સ્વરૂપ શ્યામ.
ગૌરવપુ જ્યાકો દેખી મન હરખત હે;
કોટિચંદ મંદ દુતી દેખી મુખ હોત જ્યાકો.
આનંદકો કંદ વ્રજ ઇંદુ દરસત હે.
બાલ વપુધારી સો બિહારી બનવારી કૃષ્ણ.
સંગ પ્રાણ પ્યારી ફુલવારી લરસત હે;
વૃંદારક વૃંદવર ચઢીકે વિમાન પર,
લૈકે પાર જાત હરવર બરખત હે.
કમલ ચોકમેં આજ શીતલ ફરસ સાજ,
પિછોરી બિછોના ચંદ ચાંદની પ્રકાશી હે;
તાપર કમનિય કામ ચક્ષુશ્રવા પ્રિય નામ,
રચ્યો અભિરામ સિંહ આસન બિકાસી હે.

કમલ કદંબ કુંદ મંડલી સજી હે ચારૂ,
લેત મકરંદ ગંધ અલિ ગુન રાસી હે;
વ્રજકો નિવાસી નિજજન ઉર વાસી સોહી,
બાલકૃષ્ણચંદ કોટિચંદ દૂતિ ભાસી હે.

## કવતિ.

૩૯.

રાતે ન સાતૈં મદ માતે ઉનીદે દગ,
જાગે ચાર જામ વર કૌન વહ અંગના;
જાકે રસ પાગે લાલ સાંચી કિનકહુ રસાલ,
સોઇ મન મેરે બસી તાકે સંગ જંગના.
સકુચી બિહાઇ મન કપટ નસાય શ્યામ,
રામશ્રી સૌં સુધે ભાય ગહિકેં ઉમંગના;
મોતેં દુરાવો પર વંદન લગ્યો હે ભાલ,
નિજજન બીન ગુન નખ લગ્યો કંગના.

## કવિત.

૪૦.

આજ દોઉ અષાડનમેં ગુલાબી મનોરથ ભયો,
ગુલાબી બગીચામેં સાજ સજવાયો હે;

ગુલાબિ ખંભ ચાર ગુલાબિ કમના મઢી,
ગુલાબી સુખદ હોદ્દે જલસોં ભરવાયે હેં.
ગુલાબ ફુલ મંડલી સુંદર ખસ ખાનેથી.
તાહી મધ્ય બાળકૃષ્ણલાલ પધરાએ હેં;
ગુલાબ રંગ આરતિ ઉતારે શ્રી મગનલાલ.
ન્યોછાવર કરી નિજજન હરખાએ હે.

---

## કવિત.

૪૧.

શ્રી બાલકૃષ્ણલાલ રસ રૂપ અતિ સુંદરકોં.
નિરખ નિરખકેં અતિહીં હરખાનો હે;
ગુલાબિ ટિપારો ભાલ તિલક અલકાવલી,
ઘુઘરારી અલકે નેન રસ બરખાનો હે.
ગુલાબ રંગ પાલનેમેં ઝૂલત ઝકત આજ,
ચંદ્રિકાકે આસપાસ કતરા સરખાનો હે;
ગુલાબી સિંગાર ઔર ગુલાબી હે ફુલમાલ,
નિજજન જય જય શબ્દ દરખાનો હે.

---

# શ્રી મદનમોહનજીનું ધોળ.

૪૨.

હાંરે વાહાલા મદન મોહન મન ભાવતા,
હાંરે એમને જોઇને મદન મુરઝાયરે;
ગૌર વરણ તન શોભિતા,
હાંરે વ્રજ સુંદરી તે આતુર થાયરે. મદન મોહન૦ ૧
હાંરે વાહાલે બાંસુરી બજાવી તાન ગાનથી,
હાંરે ગ્રહ તજીને આવ્યાં વ્રજનારરે;
પૂછે શિરોમણિ શામળા,
હાંરે પતિ તજીને ભજો કેમ જારરે. મદન મોહન૦ ૨
હાંરે અતિ વ્યાકુળ થયાં તે વ્રજ સુંદરી,
હાંરે બોલ્યા કઠણ વચન મોરારરે;
ચિંતા ગ્રસીત મનમાં થયા.
હાંરે ચાલી નેત્ર કમળ જળ ધારરે. મદન મોહન૦ ૩
હાંરે ગૌર વરણ જોયા ઘનશ્યામને,
હાંરે ત્યારે ધીરજ આવી મન માંહેરે;
ભકતના પૂરણ કામ છે,
હાંરે એમના દર્શન માત્રથી સુખ થાયરે. મદન મોહન૦ ૪
હાંરે વાહાલા આપ રૂપ તજ્યું વ્રજ લાડિલા,

હાંરે નિજ ધર્મ કીધો અંગીકારરે;
વ્રજ લલના ચકીત થયાં,
હાંરે શોભા સાગર શ્રી નંદકુમારરે. મદન મોહન૦ ૫
હાંરે સંગ રાધિકા રસીલા ભૂજ વામ છે,
હાંરે દક્ષિણ ભૂજ ચંદ્રાવલિ નારરે;
અંગો અંગ રૂપ અભિરામ છે,
હાંરે શોભા કહેતાં ન આવે પારરે. મદન મોહન૦ ૬
હાંરે વાહાલા રૂપ અનુપમ શું કહું,
હાંરે મારા મુખમાં છે રસના એકરે;
નિજજન કહે શરણે રહું,
હાંરે વાહાલા રાખો મારા મંન કેરી ટેકરે. મદન મોહન૦ ૭

---

## શ્રી મદનમોહનજીનું મોરલીનું પદ.

૪૩.

રાગ સોરઠ બિલાવલ.

શ્રી મદન મોહન મુખ માધુરી નિરખત મન અરૂઝા યહેલી
(બે વાર) ટેક.
નેન ચપલ રસ મદ ભરેરીં નવલ નેન હુલસાય હેલી;
મન મૃગકોં શર સાંધહીં ભૃકુટી કબાન ચલાય હેલી. શ્રીમ૦

મોર મુગટ માથે ધરેંરીં જુગલ કુંડલ ઝલકાય હેલી;
રૂપવારી નિધિ ઉમંગહીંમકર મીન દરસાય હેલી. શ્રીમ૦૨
તિલક સુભાલ બિરાજહીંરી બેસર મોતી દુલાય હેલી;
અધરસુધાકેકારનમાનોમનહીંરહતલલચાયહેલી.શ્રીમ૦૩
અરૂણ અધર બંસી ધરેંરી મોહિની મંત્ર પઢાય હેલી;
મનમથ માન મિટાવહીં શિવ સમાધિ ભુલાય હેલી.શ્રીમ૦૪
મુનિ માનો પક્ષી ગણ ભયેરીં મૌન સાધી રહેતાય હેલી;
વછરા ખીરન પીવહીં સુરભી તૃન વિસરાય હેલી. શ્રીમ૦૫
નિર્જર ઝરત જહાં તહાંરી તરૂ મધુ ધાર ચુવાય હેલી;
જમના નીર થકીત ભયો વ્રજ ભૂતાપ હરાય હેલી.શ્રીમ૦૬
ચંચલ પવન થકીત ભયોરી મંદ સુગંધ સુહાય હેલી;
મેઘ મધુર ગરજન લગ્યો અમૃત ફુંહી બરસાય હેલી.શ્રી૦૭
ગંધર્વ મોહે ગાન સુનકે રીઝ તાલ બજાય હેલી;
વ્યોમ વિમાનન સંગ નારિ ભયે ચિત્રલિખાયહેલી.શ્રીમ૦૮
ચંદ થક્યો ઉડગન થકેરી શરદ રેની રીઝાય હેલી;
સુરનર મુનિ જયજય કરે કુસુમન વૃષ્ટિ કરાયહેલી.શ્રીમ૦૯
મંદ હસે મન મોહન નારિ પીતાંબર પેહેરાય હેલી;
નિજજનકે નયનબસોલલિત ત્રિભંગીરાય હેલી.શ્રીમ૦૧૦

---

# શ્રી મદનમોહનજીની સ્તુતિ.

૪૪.

રાગ કાફી.

હજારો મેરે કાનકા મોતી—એ રાગ.

મેરે સુખ કંદુ શ્રી મદન મોહન. ટેક.
ચહ અંબુજ રસ રૂપ માધુરી,
લુભાન્યો રહે મોં મંન. મેરે સુખ૦ ૧
હૃદય ઉમગ નેન ભર નિરખો,
રહું સદા પરસંન. મેરે સુખ૦ ૨
દુહુ લાડીલી મધ્ય મનોહર.
સજે અનૂપ આભરંન. મેરે સુખ૦ ૩
રસ રંધ્રનકી તાન મૂર્છના,
ધરે મુરલી અધરંન. મેરે સુખ૦ ૪
નિજજન જુગલ ચરન અનુરાગી,
રાખો ટેક મન પંન. મેરે સુખ૦ ૫

# ગજલ.

૪૫.

કહેગા કયા કોઈ હમસેં, મદન મોહન હમારા હે;
મિલે ચલ રાસ મંડલમેં, વો વૃંદાબન હમારા હે.
બલાસેં શ્યામપેં દો દીન, સો કુબજાને કિયા કબજા;
મગર કરકેં પકી ન માનોં, લલાકા મંન હમારા હે.
લહર જાબ તક હે પ્યારેકી, કરે આરામ મથુરામે;
લેકિન દેખ લેના હાલ, ઉસકા તંન હમારા હે.
લગા ચિત્ત શ્યામકે ચરનોં, મેં હોં ચંગુલ મુહુબતકે;
ઉહ કાહે કલ પડના દે, ઉહ જોબંન હમારા હે.
સભોંકી ઓર જમીનતહીં, લગી દંમ દંમ કદંમ ઉસ્તકૈ;
જુવા પર નામ રટ લાગી, યહી સુમરન હમારા હે.
નહીં હે કામ મથુરાસેં, તો વ્રજ મંડલ હે સબ અપના;
ભલા નંદ ગામ બરસાના, વો ગોવરધંન હમારા હે.
હમારી ગોપીયોં સારી, અસર જાદુકા રખતી હે;
બલા વે જીય જહાં ચાહે, વો મન ભવન હમારા હે.
અગર હે પ્રીત સાંચી તો, વિલાસક જલદિ આવેંગે;
હુવા ચાહતા હે અબ ગુલજાર, ઘર આંગન હમારા હે.
અરે ગુલ ફિક્ર કયા કીજે, લિખા કિસ્મતકા હોતા હે;
નિજજન યોંહીં કિયે ગોપાલ, નંદ નંદન હમારા હે.

# શ્રી મદનમોહનજીની લાવણી.

૪૬.

શ્રી મદન મોહન મન બસે મથ્યા મન મેરા. (બે વાર)
મેહે ખૂબ અગર હો આપ દીઆ દિલ ડેરા. ૧
દોઉ નેન બને રસ કમલ ચંદમેં ફૂલે,
દર્શનસેં ઉપજે પ્રેમ હીલોરે ઝૂલે. ૨
કયા તનતેં સાસ કુમાર ચરન ગત ન્યારી,
દોઉ કરતેં બજાતે બંસી લગે મુજ પ્યારી. ૩
સબ સખિયાં ઘરસેં નીકસી બંસી ધુનિ સુનકે,
કાહા પઢા મોહિનિ મંત્ર વિકલ મન ઉનકે. ૪
કાહા બરનું મોહનકા રૂપ સિતમસેં સિતમસેં,
દિલ લગા ઇનોંસેં ખૂબ હિતમસેં હિતમસેં. ૫
કયા ચલતી નેનોં દીસે બેનુ રસ બોલે,
નિજજનશ્રી વિનતી સુનો દાસી બિન મોલે. ૬

---

## લાવણી બીજી.

૪૭.

શ્રી મદન મોહન મન મથન કીયો, કર અધર સુધાવેણુધારી,
રસિક બિહારી, અહો પ્યારે, જુગલ સ્વામિનિ સુખકારી. ૧

કરન કટાક્ષ મધુર અવલોકન ચપલ નેન અતિ રિઝવારી,૨
દોઉ કર મુરલિ, બજાય બુલાવત વ્રજનારી.
લલિત ચરન દોઉ પરમ મનોહર લટક ચટકમેં મન ધારી,
રાસ રસિકકે, અંગ અંગ પર મનમથકું દીજે વારી. ૩
સુભગ સિંગાર હાર મણિ કુંડલ મૂગટ ચમક જ્યોંચપલારી,
ભ્રકુટી સુધારી, સર્વ અંગ શોભા ન્યારી. ૪
દોઉપ્રિયાકેમધ્યબિરાજત, નિરખિનિરખિજાઉંબલિહારી,
અહો બનવારિ, મંત્ર મોહિનિ પઢડારી. ૫
શ્રીજમુનાનિકટબંસીબટકુંજનરાસરમણનિશવિસ્તારી,
સકલ દાન દે,નિજજનકું દોઉ પિય પ્યારી. ૬

---

## શ્રી નટવરલાલજીની લાવણી.

૪૮.

સખિ મણિમયખચિતઆંગનહે શ્રીનંદભવનમેં,(બેવાર)
જહાં નિરતત નટવરલાલ અનંગ ઉમંગમેં. ૧
મલકાઇ ટિપારો કુંડલ સોહે શ્રવનમેં,
લટ ભાળ તિલક અંજન દીનો હે દગનમેં. ૨
સોહે શીશ ફુલ નાસાકો મોતી લળકે,
અલકેં ઝલકેં નાગનસી ચોટી ચલકે. ૩

ભ્રકુટી હેં કામ કમાન બિંદુ બિચ દીને,
મૃદુ તાન માન ગતિ ભેદ પ્રેમ રસ ભીને. ૪
સોહે ચોકી હાર હમેલ માલ મોતિનકી,
જંગાલી પટકા ફર હરાત છેદનકી. ૫
સોહે બાજુબંધ કડા પોંહોંચી સંગ હીતે,
કર વામ માંટ રૂચિ લિયે દક્ષણ નવનીતે. ૬
કટિ કિંકીની રૂનક ઝુનક નેપુર ધુનિ બાજે,
અતિ અંગ અનંગ મધુ મેંહીં ધુનિ ગાજે. ૭
પ્યારો કરત તોતરી બાત માત નિજ આગે,
निजजन તન મન ચિત્ત ચોર નેન અનુરાગે. ૮

---

## શ્રી ત્રિભંગીરાયજીની ગજલ.

૪૯.

શ્રી લલિત ત્રિભંગી પ્યારેને દિયા મુજ દિલમે ડેરા હૈ;
બજા બંસી મદન ડંસી સુરોં તન મન લુટૈરા હૈ. શ્રી૦૧
સપ્ત રંધ્ર અજબ જુરલિ લિયા ચિત્ત ચોર હમૈરા હૈ;
શ્યામ ઝલકોં ચપલ પલકોં નેન ઉરમેંજ ડરેરા હૈ. શ્રી૦૨
જિનો દિલમેં લગી ચટકી બનોં કુંજો દ્રુમ ન અટકી;
લોક લજ્જા સબોં પટકી નૈનસેં શ્યામ જાહૈરા હૈ. શ્રી૦૩

વિહંગમ ઓર સબોં ગૌંવાં જમુના જલ સ્થિર થંભિરા હૈ;
ફુલાદ્રુમકુંજઅરૂબેલીભ્રમરગુંજૈજહાંબચનશ્યામગંભિરાહૈ.
ઝુકા કટિ લલિત ચરન રખકે પુષ્ટિ મર્યાદ દિખેરા હૈ;
નિરખ કાંતિ પડે ભ્રાંતિ મુકટ કિલક મન બસેરા હૈ.શ્રી૦૫
ગંડ ઝલકૈં કરન કુંડલ લલકૈં ગજમોતી પેહેરા હૈ;
સબો અંગ અંગ પ્રતિ ભુષન મદન મોચન કિયેરાહૈ.શ્રી૦૬
કૃપા દષ્ટિસોં રસ ભરનો મિટાવોં ભવકા ફેરા હૈ;
શ્રી લલિત ત્રિભંગી પ્યારેને દિયા મુજ દિલમેં ડેરાહૈ.શ્રી૦૭
લટક બનમાલકી શોભા લુભાના દિલ્લ ઘનેરા હૈ;
રખો નિજ દાસીકું ચરનોં ટૈક તનમેં યેહી શરણોહૈ.શ્રી૦૮

---

## શ્રી મહાપ્રભુજીનું ધોળ-મોટું.

૫૦.

રાગ—ચાલો વનયાત્રાના સુખ લઇએરે—એ રાગમાં.

શ્રી વલ્લભ મુખ એક ઘડી ના વિસારોરે,
એમના ચરણ કમળ ચિત્ત ધારો,
વલ્લભ મુખ એક ઘડી ના વિસારોરે. ટેક. ૧
ગુરૂ ચરણ કરૂં છું પ્રણામરે,
બુદ્ધિ આપો ગાઉં નિજ નામરે,

વાસ દીજે સદા કુંજ ધામ. વલ્લભ૦ ૨
મુખે રસના તે એક કહેવાયરે,
ગુણ કેમ ઉચ્ચારણ થાયરે,
પીતાં અમૃત કોણ અઘાય. વલ્લભ૦ ૩
જેમ મીષ્ટ સરોવર માંહેરે,
પક્ષિ ચાંચ તે જળથી અઘાયરે.
હસ્તિ મસ્ત પીને મગ્ન થાય. વલ્લભ૦ ૪
નીર ના ઘટે ઉતરી ન જાએરે,
ન પીએ તેનું મન તરસાએરે.
દાસ દાસીને રસ બરખાએ. વલ્લભ૦ ૫
મુખ્ય વિપ્ર શિરોમણિ ભૂપરે.
તૈલંગ કુળ મંડન સ્વરૂપરે,
એમની લીલા તે અખિલ અનૂપ. વલ્લભ૦ ૬
દ્વિજ તનને શ્રી કૃષ્ણ સ્વરૂપરે,
ન જાણે તે પડે અંધકૂપરે,
બહિર મુખની આગળ રહેવું ચૂપ. વલ્લભ૦ ૭
તૈત્રિય શાખા ભારદ્વાજ ગોત્રરે,
સોમ યજ્ઞ પેઢીએથી હોત્રરે,
પાંચમી પેઢિયે પ્રભૂ થયા પુત્ર. વલ્લભ૦ ૮

યજ્ઞકુંડમાં વચન થયુંતુંરે,
પ્રભુ પ્રગટશે એમ કહ્યુંતુંરે,
ત્યારે સર્વે આનંદ લહ્યુંતું. વલ્લભ૦ ૯
જ્યાં ભાક્ત ત્યાં ભગવાનરે,
લીલા પ્રગટાવિ ચતૂરસુ જાણરે,
દીધાં ભક્ત જનને સનમાન. વલ્લભ૦ ૧૦
અધ્યાત્મક ભક્તિ પ્રમાણરે,
પ્રાગટ દક્ષિણ માંહે જાણરે,
લીલા ધ્યાન હૃદય મન આણ. વલ્લભ૦ ૧૧
લીલા સૃષ્ટિ સહિત ચંપારણ્યરે,
મધ્યે આગ્ન કુંડ ધન્ય ધન્યરે,
તેમાં રાજે શ્રી પ્રાણજીવંન. વલ્લભ૦ ૧૨
જોઈ ઇલ્મિાગારૂ પ્રસંનરે,
ઘણો આનંદ તાતને મંનરે,
ન્યોછાવર તન મન ધંન. વલ્લભ૦ ૧૩
નારાયણની સ્તુતિ કરી જ્યારેરે,
અગ્નિએ માર્ગ દીધો ત્યારેરે,
પુત્ર ચૂમીને લીધા તે વારે. વલ્લભ૦ ૧૪
સંવત પંદરસોં પાંત્રિશ નિરધારરે,

માધવ માસ વૈશાખ છે સારરે,
કૃષ્ણ એકાદશિ ને ગુરૂવાર. વલ્લભ૦ ૧૫
નેન નિરખ્યા તે આપ કુમારરે,
માતા સ્તનથી ચાલી દૂધ ધારરે,
વાધ્યો આનંદ અધિક અપાર. વલ્લભ૦ ૧૬
તાત લછમન ભટ ઘણું હરખ્યારે,
દેવે વિમાન ચઢી પુષ્પ બરખ્યારે,
પ્રેમ આનંદ ભક્ત આકર્ષ્યા. વલ્લભ૦ ૧૭
રત્ન જટિત મંદીર થયાં ત્યાંએરે,
ગર્ગ આદિ ચારણ જશ ગાએરે,
બાળલીલા તેરસ રેલાએ. વલ્લભ૦ ૧૮
માતા ઝૂલાવે અતિ સુખ થાયરે,
ત્યાં તો આનંદ ઊર ન સમાયરે,
પ્રગટ્યા ભક્ત જનની કરવા સહાય. વલ્લભ૦ ૧૯
બીડી તાંબુલ ચર્વિત ભાવીરે,
ઝીણી કંઠી શ્રી કંઠે ધરાવીરે,
લીલા ભૂતળમાં પ્રગટાવી. વલ્લભ૦ ૨૦
માળા જપ કરવાની દીધી હાથેરે,
લીધી આપી જાણી નિજ નાથેરે,

ઓરાઢયો ઊપરંગો તે સાથે. વલ્લભ૦ ૨૧
ગોપી ગ્વાલ આવ્યાં મન હરખીરે.
દધિ કાદવ કરે રસ બરખીરે,
સુખ નદી વહી સૌ મન સરખી. વલ્લભ૦ ૨૨
લછમન ભટજી દે છે ત્યાં દાનરે,
વિપ્ર જન ભાટ કરે ગુણગાનરે.
વાહાલા પ્રગટયા છે તેજ નિધાન. વલ્લભ૦ ૨૩
આપ્યાં અદ્‌ભુત સુખ પ્રભુ તાંહેરે,
લીલા અલ્પ કરી પળ માંહેરે,
પશુ પક્ષિ પોંહોંચ્યાં જ્હાંનાં ત્યાંહે. વલ્લભ૦ ૨૪
રણ ચંપાનું એહ કહેવાયરે,
ભયાનકમાં તે કેમ રહેવાયરે,
પ્રભુ જાળ નાંખી મોહમાંય. વલ્લભ૦ ૨૫
પુત્ર ભાવનું સ્નેહ થયું મનમાંરે,
રાખી વાત્સલ્યતા ધણી તનમાંરે,
ચોડા નગર આવ્યા ન રહ્યા વનમાં. વલ્લભ૦ ૨૬
પુત્ર સંગે લઈ ચાલ્યા કાશીરે,
ગુણ સાગર પ્રભુ સુખ રાશીરે,
મુખ જોતામાં દુઃખ જાય નાશી. વલ્લભ૦ ૨૭

પ્રભુ પૂર્ણ પુરૂષોત્તમ આપરે,
પ્રગટી દૂર કીધાં સંતાપરે,
નામ લેતાં માત્ર જાય પાપ. વલ્લભ૦ ૨૮
ધર્મ હરખ્યા અધર્મ મન કાંપેરે,
ભાક્ત તરૂણ થઈ ગયો સંતાપેરે,
દોષ દાસના કીધા છે મ.ફે. વલ્લભ૦ ૨૯
નિજનાથ કૃપાના સિંધુરે,
ભક્ત વત્સલ છો દીનબંધુરે,
તાર્યા તામસી જીવ સુગંધુ. વલ્લભ૦ ૩૦
ટાળ્યો અહંકાર દુઃખ દ્વંદુરે,
કરો કરૂણા દષ્ટિ એ પદ વંદુરે,
નિજજનના સદા સુખ કંદુ. વલ્લભ૦ ૩૧

---

## શ્રી મહાપ્રભુજીના પ્રાગટચનું ધોળ-છોટું.

૫૧.

રાગ—પ્રીત તારી જાણી વાલેમજી—એ રાગમાં.

શ્રી લછમન ગૃહે આજ વધામણી,
આ પ્રગટચા શ્રીવલ્લભરાયરે, સૈયર સૌ દીજેવધામણી.ટેક.૧
આ પેહેલા શ્રી નંદ ગૃહે પ્રગટચા વધામણી,

આ દ્વિતીય દ્વિજવર અવતારરે. સૈયર૦ ૨
આ પંદરસેં પાંતરીસ સંવતે વધામણી,
આ મધ્યાન્હ સમે સુખરાસરે. સૈયર૦ ૩
આ વૈશાખ વદ એકાદશી વધામણી,
આ શુભ નક્ષત્ર શુભ વારરે. સઇયર૦ ૪
આ દેવના દુંદુભી વાજીઆ વધામણી,
આ પુષ્પની બરખા થાયરે. સઇયર૦ ૫
આ ચંપા તે રણ્ય સોહામણું વધામણી,
આ અગ્નિનો કુંડ ધન્ય ધન્યરે. સઇયર૦ ૬
આ બાળ સ્વરૂપે કુંડ મધ્યમાં વધામણી,
આ ચરણ અંગુષ્ઠ મુખ માંહેરે. સઇયર૦ ૭
શ્રી લછમન તાત આનંદમાં વધામણી,
આ હરખ્યા શ્રી ઇલંમાજી માતરે. સઇયર૦ ૮
આ ધાઈ જઈ પુત્ર લીધા ગોદમાં વધામણી,
આ મુખ ચુંમ્યા છૂટી દૂધ ધારરે. સઇયર૦ ૯
આ માતે દીધા તાતને ઉચ્છંગમાં વધામણી,
આ વરત્યો તે જય જય કારરે, સઇયર૦ ૧૦
આ રત્ન જડિત કેરે પાલને વધામણી,
આ ઝૂલાવે શ્રી ઇલંમાજી આપરે. સઇયર૦ ૧૧

આ શ્રીજીનો કેશરી ઊપરણો વધામણી,
આ કંઠીને ચર્ચિત ઓગાળરે. સઇયર૦ ૧૨
આ નંદ જશોમતિ આવિયાં વધામણી,
આ ગ્વાલ ગોપી સકળ સમાજરે. સઇયર૦ ૧૩
આ કંચન થાળ કરમાં ગ્રહી વધામણી,
આ સજ્યાં નવશત શ્રૃંગારરે. સઇયર૦ ૧૪
આ એક નાચે ને ફરે ફુદડી વધામણી,
આ ગોરસની મચી રેલ છેલરે. સઇયર૦ ૧૫
આ એક ગાએ ને સર્વે ઝીલતાં વધામણી,
આ મંગળ ગીત રસાળરે. સઇયર૦ ૧૬
આ દાઇ તે નંદજીનાં આવિયાં વધામણી,
આ નાળ વધેરવાને કાજરે. સઇયર૦ ૧૭
આ નામ કરણ ગર્ગ મુનિ કીધાં વધામણી,
શ્રી વલ્લભાચાર્ય સુખરાસરે. સઇયર૦ ૧૮
આ પુષ્ટિ તે સૃષ્ટિને પ્રકાશવા વધામણી,
આ પાખંડ પ્રપંચ કરવા દૂરરે. સઇયર૦ ૧૯
આ ગૂઢ સ્વરૂપે નિજ સ્વામિની વધામણી,
આ નર દેહ ધરી છે અમ કાજરે. સઇયર૦ ૨૦
આ નામ સમર્પણ આપિયાં વધામણી,

આ કર ગ્રહી ગ્રહાવ્યા નિજ નાથરે. સઇયર૦ ૨૧
આપ સેવે ને સેવા શીખવે વધામણી,
આ શ્રૃંગાર ભોગ વિલાસરે. સઇયર૦ ૨૨
આ અમૃત કલ્પ વૃક્ષ દ્રુમ ફુલ્યો વધામણી,
આ શાખા પત્ર ફળ રસ રૂપરે. સઇયર૦ ૨૩
આ અંગીકૃત જંન તે તો જાણશે વધામણી,
આ વિમુખને એ રસ દૂરરે. સઇયર૦ ૨૪
આ આપ ચરણ રજ કિંકરી વધામણી,
આ જન્મો જન્મ નિજદાસરે. સઇયર૦ ૨૫

---

## શ્રી મહાપ્રભુજીનો ગરબો.

૫૨.

અઢળક કૃપા કરી અઢળક કૃપા કરી,
શ્રીમદ્ વલ્લભ પ્રભુજીએ તો અઢળક કૃપા કરી,
જીવ શરણ લેવા કારણે ચિંતા કરી વળી. શ્રીમ૦ ટેક.
શ્રી ગોવર્ધન ધરણ પાસે વચન અનુસરી,
કરવા દૈવી જીવ ભિન્ન નર દેહી ધરી. શ્રીમ૦ ૧
કરાવી બ્રહ્મ સંબંધ ને બાંહે દઢ ગ્રહી,
શરણ મંત્ર પ્રગટ કરી શ્રવણમાં કહી. શ્રીમ૦ ૨

સકળ તત્વ દાન કરણ એજ મંત્રથી,
જપ કરે નિરંતરહીં ચિત્ત એકત્રથી. શ્રીમ૦ ૩
ગ્રંથ વિવિધ અર્થ કર્યા પરિશ્રમ થકી,
પ્રતાપ અતુલ અગમ નહિં જાણવા શકી. શ્રીમ૦ ૪
કૃપા કરી બતાવે તેને સુગમ છે ઘણી.
સ્ત્રી શુદ્રાદિ ઉદ્ધારવાને એજ છે ધણી. શ્રીમ૦ ૫
અન્ય સંબંધ દોષ સર્વ ટાળવા સહી,
શ્રી વલ્લભ વંશ માંહે ભેદ કંઈ જાણવો નહીં. શ્રીમ૦ ૬
એજ ધ્યાન ચરણનું રહે વરી વરી,
નિજજન સદા ચરણનું રહે ધ્યાન ધરી ધરી. શ્રીમ૦ ૭

---

## શ્રી મહાપ્રભુજીના બધાઈના ચોકડા.

૫૩.

### રાગ સામેરી.

શ્રી લછમન કુલ મંડના,
પ્રગટે શ્રી વલ્લભ દીપ અખંડના;
માયા વાદ કિયે સબ ખંડના,
મારગ પુષ્ટિ કિયો હે પ્રચંડના.

छंद.

પ્રચંડ મારગ માહા ઉજવલ કરનકું દ્વિજ તન ધર્યો,
અલૌકિક સિદ્ધાંતસોં નિજ સ્વરૂપકો બરનન કર્યો;
ઔર વેદ વિરૂદ્ધ મારગ ભિન્ન કરી તન મન હર્યો,
પુષ્ટિ રસસોં સીંચકે નિજ દાસ મન આનંદ ભર્યો.
શુભ વૈશાખ બખાનો,
કૃષ્ણ એકાદશી શુભ દિન જાનો;
જન્મ દિવસ પરમાનો,
ભક્ત કમલ ઉદ્યોત ઊર આનો.
આન ઊર ઉદ્યોત વ્રજ માર્ત્તંડકે જું પ્રકાશતેં,
ભક્ત જનકે હૃદય સીંચે ચરનકે જું સુવાસતેં;
માર્ગકો સિદ્ધાંત સ્થાપે રહે તબ જન આશતેં,
નિજ દાસપેં નિજ કૃપા કીની છુડાયે ભવ ત્રાસતેં.
કૃપા દૃષ્ટિસોં રસ બરખાએ,
કોટિ તિમિર અઘ દૂર નસાએ;
શ્રી વાગધીશ પ્રભુમેં મન ભાએ,
અધર સુધા રસ ભક્તન પ્યાએ.
પ્યાય ભક્તન અધરકો રસ સીંચ જડ ચૈતન કિયે,
વચનામૃતકી બર્ખા કીની દૈવી શરણાંગત લિયે;

નવધા ભક્તિ સ્વકીય જનકોં પ્રિયે પ્રેમ લક્ષણા દિયે,
શ્રીમદ્ વલ્લભ પતીત તારણ, સદા વસો નિજ જનહિયે.
શ્રી ગિરિ ગોવરધન ધર પ્રગટે જબ,
અગ્નિ મધ્ય પ્રગટે આપહુ તબ;
દૈવી જીવ વિછુરે ભુતલ સબ,
કરિ કરૂણા અંગીકાર કિયે અબ.
કિયે અંગીકાર જનકો કૃપા દષ્ટિ મન હરે,
દાન દેત ઉદાર દાતા, ખાલી પાત્રમેં રસ ભરે;
દીન બંધુ દયા સિંધુ દોષ નહીં મમ ચિત્ત ધરે,
નિજ દાસકે નિજ દઈ સેવા ચરન કમલ ચિત્ત અનુસરે.

---

## શ્રી મહાપ્રભુજીની બધાઈ.

૫૪.

રાગ દેવગ ધાર.

શ્રી લછમન ગ્રહે બાજે બધાઈ દ્વારે મંદિલરા ગાજે.
પ્રગટે શ્રી વલ્લભ ભૂતલ મહિયા દૈવિ ઉદ્ધારન કાજે;
કાહા બરનુ રસ અનુપ માધુરી અરૂ નિજ પ્રગટાય સમાજે.
આગ્ન રૂપ પ્રભુ વિપ્ર નાટય ધરી સબ ભક્તન શિરતાજે.
કલ્પ વૃક્ષ ફલ શાખા પૂરણ વો તરૂવર સુખ સાજે,
અમૃત રસસોં સીંચન કીનો નિજજન કે દુખ ભાજે.

# શ્રી મહાપ્રભુજીની બધાઈ પલનાની.

૫૫.

રાગ ધનાશ્રી.

ઝૂલે શ્રી લક્ષ્મણ ભૂપ કુમાર,
રત્ન જટીત પલના;
ઝૂલાવે શ્રી એલંમાજી માત,
રત્ન જટીત પલના. ટેક.

પરમ કૃપા કરી પ્રગટે ભૂતલ, આગ્નિ કુંડ વપુધાર;
શ્રી લક્ષ્મણ ભટ અતિ આનંદીત,
દીને હે દાન અપાર. રત્ન જટિત૦ ૧

આનંદ પરમાનંદકી નિધિ, અપ્રાકૃત સુખદાન;
કમલ દલાયત લોચન તેં પ્રભુ,
કરત ભક્ત સનમાન. રત્ન જાટત૦ ૨

દ્વીદલાત્મક પૂરણ પુરૂષોત્તમ, વિપ્ર રૂપ શિરતાજ;
ભૂતલ પ્રગટે દૈવી જનહીં ઉદ્ધારન,
વાગધીશ માહારાજ. રત્ન જટિત૦ ૩

ગ્રંથ સુબોધિની શ્રી ભાગવત્ રસ અર્થ સહિત પ્રગટાય;
નિઃસાધન જનકે હિત કારન,
નિજજન અમૃત પ્યાય. રત્ન જટિત૦ ૪

---

## શ્રી મહાપ્રભુજીનાં કિર્ત્તન ૩. કિરતન ૧ લું.

૫૬.

રાગ બિહાગ.

જય જય જય જય જય શ્રી લક્ષ્મણ નંદના,
પ્રાણ પતિ પ્રાણનંદન હુતે અધિક હો,
કરત હું વિનતી કોટીક વંદના. જય જય જય૦ ટેક.
આપ નિજ સ્વામિની વિરહ રસ પ્રેમ મય,
રહત સંયોગ રસ રાસ સુખ કંદના;
કરત રસકી વૃષા દાસ દાસી વિષે,
લગન નહિં દેત મન ઓર કહું ફંદના. જય જય જય૦ ૧
મૂઢ મતિમંદ માહા મોહમેં ફસ રહ્યો,
કરત પાખંડ મન અધિક છલ છંદના,
દેખ સબ જક્તકો નામ રસના રટત;
કૃત્ય નહિં દેખિયે મેંટો દુઃખ દ્વંદ્વના. જય જય જય૦ ૨
યેહી માંગત ચરણ કમલહીં હૃદે રહે,
જેસેં પ્રિય વાસુકી મલયગિરિ ચંદના;
લુબ્ધ મકરંદ અલિસુત કહું ડિગત નહીં,
કહત નિજજન દેહો યેહી આનંદના. જય જય જય૦ ૩

---

# કિર્ત્તન ૨ જું.

૫૭.

## રાગ બિહાગ.

ધન્ય વલ્લભ ધન્ય ભક્ત ભવ દુઃખ હરંન,
નાથ કરૂણા મયા કર અત્રમન દયા,
પ્રબલ પાખંડી મેં આયો તિહારે સરંન. ધન્ય૦ ટેક-
કરત ગુન ગાન પરિ કાનિ કછુ ધરત ના,
રહત નહિં એક ચિત્ત લોભ તૃષ્ણા ભરંન;
અતહિ અજ્ઞાન મતિ મંદ પશુ જાનિકે.
કર ગ્રહો બાંહે સંસાર સિંધુ તરંન. ધન્ય૦ ૧
વિષય રસમત્ત ઉનમત્તતા મંનકી,
ગિનત નહિં કાહુકોં દ્રોહ સબકો કરંન;
ધ્યાન નહિં ચરણ પલ દુષ્ટતા અધિક ખલ.
ઉદરકો પોષ ઉદયોગ મનમેં કરંન. ધન્ય૦ ૨
ભૃંગ એક કીટકો ભૃંગ કરિ દેત હે,
બાસ નહિં હોય ભૃંગ વોહી વાકો ધરંન;
કહે નિજજન માહા પતિત પાવન કરન,
વજ્ર કરિ વાલુકા રાખે અપને ચરન. ધન્ય૦ ૩

# કિર્ત્તન ૩ જું.

૫૮.

રાગ સોરઠ.

ગતિ મતિ વલ્લભનામ, દઢગ્રહો ગતિ મતિ વલ્લભ નામ;
આન દેવતેંકાજનસરહીં,શ્રીવલ્લભનામકામ.દઢગ્રહો૦ટેક.
મદનમોહન મન હરની લીલા, દેત વાસ કુંજધામ;
નિત્યઅખંડરાસરસમંડલ,કબહુપરીહેંનહીંખાંમ.દઢગ્રહો.૧
જ્યાકે હૃદય નખચંદ્ર પ્રકાશીત, જ્યોં શશિ પૂરણ જામ.
તાકો સંગ છિનકે જો હોઇ,માનું ઉત્તમ ફલ આમ. દઢગ્રહો.૨
કલ્પ વૃક્ષ છાયા શ્રી વલ્લભ, બેઠત લાગે ન ઘામ,
ચરણસુધા નિજજનકે જીવન,ભક્તનકે વિશરામ.દઢગ્રહો.૩

---

# શ્રી મહાપ્રભુજીની ગજલ.

૫૯.

સદા ગુનગાઉં શ્રી વલ્લભકે.સુમરતરહે આપકેં ચરનંન.ટેક
અહો શ્રી લછમન નંદન, આપ વ્રજચંદ સુખ કંદન;
હમેશાંદુઃખકેહરનંન,સુમરતરહેઆપકેચરનંન.સદાગુન૦૧
મુઝે નહિ ફિક્ર તરનૈંકી, ફક્ત એક આશ શરનૈંકી;
ઉસીસૈં દિલ્લમેંરાચંગુલ, મિટાદેંજીવકી જરનંન.સદા૦૨

ભરા સંસાર દુઃખ રૂપી, મુઝૈં એક આપ સુખ રૂપી;
ઉસીમૈં નાંવ ચરનૈંાકો, સોતુ મરૈંભક્તકેતરનંન.સદાગુન૦૩
બનોંમૈં તપસી, તપ કરતૈં,મનાંમેં જોગી જપ કરતૈં;
ઉનોંકુંનહિંાસકલદિખલાતે, સુમંડલરાસદિલહરનંનસ૦૪
વહી જાતાથા ભવ દુઃખસૈં, કિયેનંદ નંદન સબ સુખસૈં;
દયાકીરાહકીઈપુરંન,સોખીંચ્યાંપ્રેમમેંભરનંન.સદાગુન.૫
દિખા સંસાર બુલેસા, કીસીસેં કયા રખું ઉલ્ફત;
હુઈયેહૈં દેહઅતિઝીઝરી,સુનોનિજજનકેસુખકરનંન.સદા.૬

---

## ગજલ બીજી.

૬૦.

શ્યામ શામાલયે નંદકે લાલે, મુજકોં કયા કિયા. ટેક.
જલ ભરને ખાતર ગઇથી. વાંહાં અવ રૂખ દીયા;
મિજકા ખંજ દિલ્લમૈં લગા, છિંદ ગયા હીયા. શ્યામ૦ ૧
જુલફોંકે પૈંચ બહૈં, વો જબ બાના જાન;
ગુલ્લ બદંનસા સીના, મેરા દિલ્લ ખુસા લિયા. શ્યામ૦ ૨
બાંસુરીમૈં રખતે જાદુ, વો મંત્ર હૈં બડા;
ટેડા મૂકુટ શિર ઝૂંક રહા, વો જગ ઝૂકાલિયા. શ્યામ૦ ૩
કયા સહું મૈં કિનસે કહું, દિલકા યેહે દફા;
નિજ દાસી તો તોરે ચરનોંકી, તરસાતા કયોં જિયા.શ્યામ૦૪

---

## ગજલ ત્રીજી.

૬૧.

હૈં સાંમલૈં મોહન બંસીવારે, કયા રહૈં હો દૂર. ટેક.
દિલ ભરકું મૈંનૈં દિલ દિયા, મુજકોં કયા કિયા;
મિજગાં તો મૈંરી મિજમૈં હોઈ, તૈંરી હો હજૂર. હૈં૦ ૧
દિકલાતૈં હમતો દિલ્લમૈં. દિખલાતે ન સુરત;
હમપેં ઈલ્મ કુછ હૈં નહિં, હો સુન લૈંના મંજૂર. હૈં૦ ૨
કત્તલ હોવૈં દિલ્લકી અબ તો વસ્લયેં કિયા;
સુરત આતિ ગુલ્લ બદંનકી, હોતા જીયકા ચૂર. હૈં૦ ૩
હે પ્યારે અરજી મેરી, મરજી તેરી કીઈ હે ફિરિયાદ;
ચરનોં નિજ્ઞ દાસી હોં રહુંગી, ધરી ભાવ ભરપૂર હૈં૦ ૪

---

## ગજલ ચોથી.

૬૨.

અગર દિલ દોસ્ત મોહંન હૈં, વો કુબ્જાનૈં કિયા કબ્જા. ટેક.
મિલૈં કુછ જાય ગૈરોંસૈં, ઉલટ કર ગયે પૈરોંસૈં;
સિકલચેહેરોંકી ઉન જાદા, હુવા દિલમૈં વોહી સબ્જા. અ૦ ૧

ઉનોંકોં દોષ ના દેના, લિખા કિસ્મતકા સો સેહેના;
ભલાસેં કયા કભી કેહેનાં, તડફતા જાન કાલબ્જા. અ૦ ૨
અરે ગુલ્લજાર ગુલ્લ ફિન્હી, તુઝેં કારંન જભી નિકી;
તૈંરી હુંમ કરહીં જિકી, મગર કુબ્જાસેં કયા દબ્જા. અ૦ ૩
અસર જાદુકા વો રખતી, સફર અંમ જાનકા કરતી;
લલા મિજગાંસેં વો લગતી, ઉસીપલદિલ્લખરાનબ્જા. અ૦ ૪
જિગર હરદંમ તડફતૈં હુંમ, અકલ અબ હો રહીવેંગંમ;
અગર દોસ્તીનહોવેકંમ, કહે નિજજન યેહી ફબ્જા. અ૦ ૫

---

## શ્રી ગુંસાઈજીનું ધોળ-મોટું.

૬૩.

રાગ—ઝગડો લાગ્યો રે શ્રી જમનાજીને આરે,
હાંરે વહાલા શું છે મારે ને તારે—એ રાગમાં.
પ્રગટયા વાહાલારે શ્રી મહાલક્ષ્મીજીની કૂખે,
નિઃસાધનને આપ્યાં સુખે પ્રગટયા. ટેક.
દૈવી—જીવ પર કરૂણા વિચારી,
કાપ્યાં સૌ મન દુઃખે. પ્રગટયા૦ ૧
મહા ગૂઢ એ સ્વરૂપ દ્વિદલાત્મક,
શ્રીમદ વિઠ્ઠલ મુખ્ય; પ્રગટયા૦ ૨

કોટિ કળા શ્રી વૃંદાવનચંદ.
પ્રગટ્યા અક્કાજીની કુખ્ય. પ્રગટ્યા૦ ૩
શરદ સમે શશી પૂર્ણ પ્રગટ કર્યો,
એ છે આપ સ્વરૂપ; પ્રગટ્યા૦ ૪
તેજ સહિત રસ રૂપ સ્વરૂપે.
શ્રી વૃંદાવન ભૂપ. પ્રગટ્યા૦ ૫
શીતળતા રસ યુક્ત મનોહર.
દ્વિતીય પ્રિયા સંયોગ; પ્રગટ્યા૦ ૬
અધમ ઓધારણ ભવ દુઃખ હારણ.
કીજે દાસ દાસી સંયોગ. પ્રગટ્યા૦ ૭
તેથી મૃગમદ તિલક સિદ્ધ કરી.
પ્રગટ્યા ગોવર્ધન આપ; પ્રગટ્યા૦ ૮
સાત દિવસ ગિરિવર કર ધાર્યો.
વ્રજ જન તન હર્યા તાપ. પ્રગટ્યા૦ ૯
તેજ સમે બંસી મુખ ધરીને.
સપ્ત રંધ્રન દીધાં દાન; પ્રગટ્યા૦ ૧૦
ગિરિ ધાર્યો મઘવા વૃષ્ટિ મિષ.
સૌને કીધાં સનમાન. પ્રગટ્યા૦ ૧૧
સપ્ત રંધ્રન કારણ એમ જાણો.

સપ્ત વિધિના છે ભક્ત; પ્રગટચા૦ ૧૨
ભાવ પ્રસિદ્ધ જળ વૃષ્ટિ નિવારી.
જાણે છે સૌ જક્ત. પ્રગટચા૦ ૧૩
ગોવર્ધન ઓદ્ધરણ શ્રી વિઠ્ઠલ,
એમાં ભેદ નવ આણો; પ્રગટચા૦ ૧૪
નિજ લીલાના સહાયક કહીએ.
પુષ્ટિ પ્રકાશક જાણો. પ્રગટચા૦ ૧૫
પ્રથમ પ્રિયા શ્રીમદ્ વલ્લભ છે.
દ્વિતીય શ્રી વિઠ્ઠલનાથ; પ્રગટચા૦ ૧૬
આલંબન ઉદ્દીપન ક્રીડા,
એ છે એમને હાથ. પ્રગટચા૦ ૧૭
ગુપ્ત ભાવ સંક્ષેપે કહું છું,
એમાં બુદ્ધિ નવ મારી; પ્રગટચા૦ ૧૮
આપ કૃપાથી સ્વરૂપ એક જાણું,
ન્યારા ન ગિરિવર ધારી. પ્રગટચા૦ ૧૯
વેદ વ્યાસે શ્રી ભાગવત પ્રકટ કર્યું,
તે ગોરસ તક્રવત્; પ્રગટચા૦ ૨૦
એ રસ સાર સુબોધિની કહીએ,
ભક્ત અમૃત રસ ભર્ત. પ્રગટચા૦ ૨૧

એ નવનીત ઘૃત પુરૂષોત્તમ.
પુષ્ટિ ભક્તને કાજે; પ્રગટ્યા૦ ૨૨
ભોજનમાં જેમ સાર ઘૃત છે.
સર્વ વસ્તુમાં રાજે. પ્રગટ્યા૦ ૨૩
સૌ જુગમાં કળિજુગની અધિકતા.
તે પ્રગટ્યા છે લીલા સાથે; પ્રગટ્યા૦ ૨૪
કલ્પ સારસ્વતમાં જે લીલા.
તે પ્રગટાવી વિઠ્ઠલનાથે. પ્રગટ્યા૦ ૨૫
મહા ગંભીર સિંધુ શીતળતા,
ચરણ કમળની છે છાંય; પ્રગટ્યા૦ ૨૬
સમરણથી તો અધિક ફળ આપે.
જેની ગ્રહી છે વાહાલે બાંય. પ્રગટ્યા૦ ૨૭
શ્રી રૂક્ષ્મણીજીના રમણ મનોહર,
પદ્માવતિજીના પ્રાણ; પ્રગટ્યા૦ ૨૮
કરૂણા યુક્ત નેત્ર રસ પૂરણ,
એજ ધ્યાન મન આણ. પ્રગટ્યા૦ ૨૯
કપટ કલેશ મોહ મત્સરતા.
દૂર કરો દુઃખ દ્વંદ; પ્રગટ્યા૦ ૩૦
શ્રીમદ્ વલ્લભ રાજકુંવર મન,

રાખો એજ રસ ફંદ. પ્રગટયા૦ ૩૧
છે કરૂણાનિધિ રક્ષક મનના,
પ્રેરક દીન દયાળ; પ્રગટયા૦ ૩૨
મહા કઠિણ વિકાળ કાળમાં,
ભક્ત તણા પ્રતિપાળ. પ્રગટયા૦ ૩૩
સ્થાપક ધર્મ અધર્મના ખંડક,
વિપ્રરૂપ શિરતાજ; પ્રગટયા૦ ૩૪
લીલા ભૂતળ મધ્ય પ્રગટ કરી,
લઇને પધાર્યા સમાજ. પ્રગટયા૦ ૩૫
જેમ મહા ઘન વરસે શીતળ જળ,
ધરણી સૃષ્ટિ સુખ થાય; પ્રગટયા૦ ૩૬
તેમ કૃપા દષ્ટિ રસ બરખાવે.
ભક્તને અમૃત પાય; પ્રગટયા૦ ૩૭
શ્રી વલ્લભ વંશ હંસ ઉજ્વળતા,
એ મારગની છે રીત; પ્રગટયા૦ ૩૮
દીજીએ દાન દાસને અભયતા,
નિજજન ચિત્તમાં એ પ્રીત. પ્રગટયા૦ ૩૯

---

# શ્રી ગુસાંઈજીનું ધોળ-છોટું.

૬૪.

રાગઃ—શ્રી વલ્લભ ઘેર આજ વધામણીરે,
મળિયો રસિક વૈષ્ણવ જન સાથ—એ રાગમાં.

શ્રીમદ્ વલ્લભ ઘેર પ્રગટ્યા સહીરે.
શ્રી વિઠ્ઠલવર નંદકુમાર;
આ ગુપ્ત ભાવ રસ જગત પ્રગટ કર્યોરે.
કળિજુગમાં દ્વિજ વર અવતાર. ૧

આજ્ઞા પ્રથમ કરી પ્રગટ્યા હરિરે,
તમ ઘેર અમ પ્રાગટ નિરધાર;
આજ દૈવી જન મન અતિ આનંદ થયોરે,
જગમાં થાશે જશ વિસ્તાર. ૨

આ શુદ્ધ ધામ ચરણાટ વખાણીએરે.
ચરણ ચિન્હ અંકિત સુખકંદ;
આ લીલા સૃષ્ટિ તે પ્રગટિ નિકુંજનીરે,
ત્યાં પ્રગટ્યા શ્રી વૃંદાવન ચંદ. ૩

આ પૌષ કૃષ્ણ નવમી દિન શુભ ઘડીરે.
સંવત પંદરસેં બોત્તેર;

કરી કરૂણા ભૂતળ પ્રગટયા હરિરે,
કરવા દૈવી જન પર મેહેર. ૪
આ આપ રૂપ કહિયે નિજ સ્વામિનીરે,
પ્રગટ રૂપ શ્રી ગોવર્ધનનાથ;
તેથી મૃગ મદ તિલક સોહામણાંરે,
છબિ નિરખી જન થાય સનાથ. ૫
આ સેવક સેવ્ય ભાવથી ઉદય થયારે,
શ્રી વલ્લભ ઘર શ્રી વિઠ્ઠલેશ;
આ કમળ લોચન કરૂણા રસથી ભર્યારે,
મુખ જોતાં દુઃખ જાય કલેશ. ૬
આ બાળ સ્વરૂપ ભૂપ ત્રૈલોકનારે,
પ્રગટયા પુષ્ટિ કરવા પ્રકાશ;
શ્રી વૃંદાવન લીલા નિજ રૂપથીરે,
જ્યાં રસિક રસ રમતાં રાસ. ૭
આ કોટિ તિમિર અઘહર્તા એ પ્રભુરે,
નિત પ્રતિ કરીએ સમરણ ધ્યાન;
નિજજન નિજ રસ રસના તો લહેરે,
કરીએ નિજ લીલાનું દાન. ૮

---

# શ્રી ગુંસાઈજીની બધાઈ.

૬૫.

રાગ—ગોડી.

શ્રી વલ્લભ રાજ કુમારં, કલિજુગ જીવ ઉદ્ધારં;
સકલ વેદ શ્રૃતિ સારં, કિયે હે ગ્રંથ વિસ્તારં. શ્રી વ૦ ૧
શ્રી લછમન નંદન નંદં, કોટિ કલા વ્રજચંદં;
પ્રગટે હે દેન આનંદં, નોમીકો શુભ દિન વંદં. શ્રી વ૦ ૨
નવ ઘન શ્યામ તમાલં, ભક્ત જનન પ્રતિપાલં;
વચન સુધાસેં રસાલં, સીંચત હે તતકાલં. શ્રી વ૦ ૩
શ્રી રૂક્ષ્મણિ રમણ નિહારં, પદ્માવતિ પ્રાણાધારં;
સ્થાપિત ધર્મ સાકારં, કોટિ તિમિર અઘટારં. શ્રી વ૦ ૪
મૃગમદ તિલક સુભાલં, મંદ ગતિ ચાલ મરાલં;
શ્રી કંઠ મુક્તામણિ માલં, નિરખત ભક્ત નિહાલં. શ્રી વ૦ ૫
સાત કુંવર સુખ રાશં, એક એકતેં અતિ હુલ્લાસં;
કિયે સુખ ગોકુલ બાસં, માયાવાદ વિનાશં. શ્રી વ૦ ૬
ચરણ રેણુ અભિલાષં, પૂરણ કરિ હે આશં;
નિજજન ચરણ નિવાસં, રાખિ લેહો નિજ પાસં. શ્રી વ૦ ૭

---

# શ્રી ગુંસાઇજીના પેહેલા લાલજી શ્રી ગિરિધરજી મહારાજનું ધોળ.

૬૬.

રાગઃ—ઓરા આવોની શ્રી નાથજી સોહ્યામણાંજો,
તમારી લટકંતી ચાલના લઉં ભામણાંજો—એ રાગમાં.

શ્રી ગુરૂદેવનું ચિંતન ધ્યાન મન કરી જો,
કીજે કૃપા વાણી ગાઉં પ્રેમ રસ ભરી જો;
શ્રી વલ્લભ વંશતો બિરાજે કળિકાળમાં જો. ટેક. ૧
શ્રીમદ્ વિઠ્ઠલ પ્રભુનો વંશ વરણવું જો,
મિથ્યા ભાષણ કરીએ તો દોષ ધરણવું જો. શ્રી વ૦ ૨
સંવત પંદરસત્તાણું કાર્ત્તિક શુદી દ્વાદશી જો,
શ્રી મુખચંદ છબી રૂદીયા માંહે વસી જો. શ્રી વ૦ ૩
પ્રથમ પ્રાગટ શ્રી ગિરિધરજી તણું જો,
એક રસનાએ શું કહું એમનું ગુણ ઘણુંજો. શ્રી વ૦ ૪
વક્તા વેદશાસ્ત્ર સઘળા પુરાણના જો,
સ્વરૂપ ધરમીનું કહીએ એ પ્રમાણમાં જો. શ્રી વ૦ ૫
ગિરિરાજ શ્રી ગોવર્ધન શ્યામળા જો,
સ્કંધે પધરાવ્યા તે આપની છે એ કળા જો. શ્રી વ૦ ૬

કીધો પાટ ઉત્સવ ફાગણ વદી સપ્તમી જો,
પારકર સાથને તે વાત મન બહુ ગમી જો. શ્રી વ૦ ૭
હોરી ખેલ્યા નાથ વહુ બેટી સાથથી જો,
વિઠ્ઠલનંદને સમર્પ્યું સર્વ હાથથી જો. શ્રી વ૦ ૮
ત્રણ માસ લગી મહા સુખ આપીઆ જો,
આનંદ સૌને હૃદે સ્થિર કરી સ્થાપીઆ જો. શ્રી વ૦ ૯
વિરહ ચતુર્ભૂજ દાસને થયો ઘણો જો,
પ્રભુ તાપ સહી શકે નહીં કોઈ તણો જો. શ્રી વ૦ ૧૦
આજ્ઞા કરી શ્રી ગોવર્ધન નાથજી જો,
કાલે ગિરિપર પધારે શ્રી વિઠ્ઠલનાથજી જો. શ્રી વ૦ ૧૧
મધુપુરીથી શ્રી ગોવર્ધન આવીઆ જો,
સેવક સાથ ને તે ઘણું મન ભાવીઆ જો. શ્રી વ૦ ૧૨
નૃસિંહ ચતુર્દશી દિવસ ઘણો સારછે જો,
પધાર્યા મંદીરમાં સુખ દીધાં અપારછે જો. શ્રી વ૦ ૧૩
શ્રીમદ્ ગુસાંઈજી પ્રદેશથી પધારીઆ જો,
દર્શન કરીને આનંદ મન વધારીઆ જો. શ્રી વ૦ ૧૪
વાત કરે શ્રી ગિરિધરજી એમ તાતથી જો,
આપ ઘેર સુખ લીધાં નિજનાથથી જો. શ્રી વ૦ ૧૫
શ્રી વલ્લભનંદને શ્રી મુખે ત્યારે એમ કહ્યું જો,

ગરિપર દર્શન કરીને હમે સુખ લહ્યું જો. શ્રી વ० ૧૬
પછી પ્રસંન થયા શ્રી વિઠ્ઠલનાથજી જો,
સોંપ્યાશ્રીમથુરેશશ્રીનવનીતપ્રિયશ્રીનાથજી જો.શ્રીવ०૧૭
સેવા સોંપી ઓચ્છવ તણી એમ જાણજો જો,
છએ ધર્મ હૃદે સ્થિર કરી પ્રમાણજો જો. શ્રી વ० ૧૮
ઐશ્વર્ય, વીર્ય, ધર્મનું એ ધામછે જો,
શ્રી, યશ, જ્ઞાન, વૈરાગ્ય છ નામ છે જો. શ્રી વ० ૧૯
શ્રીમદ્ ગિરિધરજીને એ દાન આપીઆ જો,
છએ ધર્મ હૃદે સ્થિર કરીનેસ્થાપીઆ જો. શ્રી વ० ૨०
કંથ શ્રી ભામિનીજી કેરા ગુણ ગંભીરમાં જો,
વહુજીતણે રૂપે ચંદ્ર રહ્યો થંભીરમાં જો. શ્રી વ० ૨૧
રૂપ તેજ એમનું ઈંદુથી અપારછે જો,
મધુર હાસ્ય તણી શોભાનો નહીંપાર છે જો. શ્રી વ० ૨૨
નેત્ર કમળ રસ લાજ યુક્ત શોભિતા જો,
ચંચળઅરૂણડોરાજોઇનેખંજનલોભિતા જો.શ્રી વ० ૨૩
જુગલ સ્વરૂપતણું ધ્યાન હૃદે રાખીએ જો,
કહે નિજજન રસનાથીશું ગુણભાખીએ જો.શ્રી વ० ૨૪

---

# શ્રી ગુંસાઈજીના બીજા લાલજી શ્રી ગોવિંદ-રાયજીનું ધોળ.

૬૭.

રાગ—આજ મારે આનંદ ઊર ન સમાયજી.

પ્રગટ્યા શ્રી વર વલ્લભ સુકુમારજી—એ રાગમાં.

શ્રીમદ્ વિઠ્ઠલનંદને નિરખુંજી,
શ્રી ગોવિંદરાયને જોઈ મન હરખુંજી. ૧

પ્રગટ્યા છે શુભ લગ્ન ને શુભ વારજી,
માગશર વદી આઠેમ દિન ઘણો સારજી. ૨

ધર્મ ધામ કહીએ એ દ્વિતીય કુમારજી,
કર્મ કાન્ડ લહીએ ન લેશ સુકુમારજી. ૩

શીતળ સુખદ એમનું સ્વરૂપજી,
એવા પ્રભુને તજિને પડો ન અંધકૂપજી. ૪

સદા રસ મગ્ન છે આનંદ કંદજી,
તેજ પર વારૂ તે કોટિક ચંદજી. ૫

જેમ વૃક્ષ તમાલ, પાક્ષનું ધામજી,
તેમ વાહાલા ભક્તતણા વિશ્રામજી. ૬

જેમ મહા રસના સિંધુ વહે લહેરેજી,
તેમ પ્રભુ શીતળતા ગુણ ગ્રહેરેજી. ૭
સેવે તેવા શ્રી વિઠ્ઠલેશ રાયરસ પુંજજી,
આપ મન સદા છે લીલા નિકુંજજી. ૮
મહારસ કેરા તે આપ છે દાતાજી,
ભક્ત જન કાંઈક કૃપાથી ગુણ ગાતાજી. ૯
કંથ શ્રી રાણી વહુજી તણા સુખ કારીજી,
નિજજન મુખ છબિ પર બાલહારીજી. ૧૦

---

## શ્રી ગુંસાઈજીના ત્રીજા લાલજી શ્રી બાલ-કૃષ્ણજીનું ધોળ.

૬૮.

રાગઃ—એકવાર દર્શન દીજીએ,

શ્રી નાથજી, એકવાર દર્શન દીજીએ—એ રાગમાં.

મુખ છબી ચંદ ઉજીઆરિ,
શ્રી બાલકૃષ્ણલાલ—આંખડી અમીત અણીઆરી. ટેક.
મહા ધુરણીત શ્યામ શ્વેતરતનારી,
ખંજન કુરંગ નાંખું વારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૧

પ્રફુલીત વદન કમળ કરૂણામય,
કહેતાં ગુણ શારદા હારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૨
શ્રી નાથજી કેરા સિદ્ધ કરાવ્યા અલંકાર,
આપનાં તે નેત્ર નિહારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૩
સેવા કરો શ્રી દ્વારિકાધિશ પ્રભુની,
પ્રેમ આનંદ મન ધારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૪
શ્રી બાલકૃષ્ણલાલજીને પાલને ઝૂલાવતાં,
મનમાં અતિ આનંદ વધારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૫
જન્મ ઓચ્છવમાં થયા શ્રી જશોદાજી,
દૂધ ધાર સ્તને થઈ ન્યારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૬
પ્રસંન થયા તાત ચરણ શ્રી ગુસાંઈજી,
કહ્યું માંગો મનથી વિચારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૭
શ્રી વિઠ્ઠલનંદન ત્યારે એમ બોલ્યા કે,
આપની કૃપા રહો અપારિ. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૮
શ્રીમદ્ ગુસાંઇજીએ કૃપા કરી ભાખીઉં,
નંદ મહોચ્છવ તમ ઘેર ભાર. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૯
કંથ શ્રી કમળા વહુજીના કહેવાઓ છો,
નિજજન જાય બાલહાર. શ્રી બાલકૃષ્ણલાલ૦ ૧૦

---

# શ્રી ગુંસાઈજીના ચોથા લાલજી શ્રી ગોકુળ-નાથજીનું ધોળ.

૬૯.

રાગઃ—અમે આવ્યા તમારે આશરે, અલબેલાજી,
હવે શું કરીએ જઈ સાસરે, અલબેલાજી—એ રાગમાં.

શ્રી ગોકુળનાથ સોહામણા, સુણ સાહેલી.
એમના વારંવાર લઉં ભામણા. સુણ સાહેલી. ૧
દૈવી જન કારણ પ્રાગટ્ય થયું, સુણ સાહેલી,
નિઃસાધન મન આનંદ લહ્યું, સુણ સાહેલી. ૨
માગસર સુદી પ્રાગટ સાતેમનું, સુણ સાહેલી,
જશ વરણવ શું કરૂં મહાતમનું, સુણ સાહેલી. ૩
એમની જન્મ પત્રિકામાંનામ કૃષ્ણ, સુણ સાહેલી,
શ્રી વલ્લભના નામે કીધાં પ્રશ્ન, સુણ સાહેલી. ૪
પ્રતિબિંબ શ્રી મહા પ્રભુજીતણું, સુણ સાહેલી,
માળા જીતી થયું જશ ઘણું, સુણ સાહેલી. ૫
આપી માળા તાતે નિજ ધામની, સુણ સાહેલી,
મન ગમતી સુંદર શ્યામની, સુણ સાહેલી. ૬
પુષ્ટિ ધર્મ સકળના રાખવા, સુણ સાહેલી,

સેવકને શિક્ષા ભાખવા, સુણ સાહેલી. ૭
શ્રમ કીધો માળાના પ્રસંગમાં, સુણ સાહેલી,
પ્રભુ સેવા કરી રસ રંગમાં, સુણ સાહેલી. ૮
મુદ્રા તિલક તે દઢ કરી ધારીઆ, સુણ સાહેલી,
કંઠીથી કારજ સારીઆ, સુણ સાહેલી. ૯
શ્રી ગોકુલપતિ અતિ ગુણ નિધ, સુણ સાહેલી,
ભક્ત જનના મનોરથ કરે સિદ્ધિ, સુણ સાહેલી. ૧૦
બાદશાહ જહાંગીર મુખથી એમ કહે. સુણ સાહેલી,
માળા તજે તે મારે મુલકે રહે, સુણ સાહેલી. ૧૧
બધા સંપ્રદાય વાળાએ માન્યું કહ્યું. સુણ સાહેલી,
શ્રી વલ્લભથી પુષ્ટિ ધર્મ રહ્યું, સુણ સાહેલી. ૧૨
ગોકુળ તજી સોરમ વાસ કીધો, સુણ સાહેલી,
માળાનો ધર્મ મન દઢ લીધો, સુણ સાહેલી. ૧૩
ચઢી નાવે આવ્યો જમુના વિષે, સુણ સાહેલી,
પૂછે અકબર મેહેલ સૂના દિસે, સુણ સાહેલી. ૧૪
કહે ઇસિબખાંન સાંભળો:તમો. સુણ સાહેલી.
ગોકુળ ગોકુળેશ જોતા હમો, સુણ સાહેલી. ૧૫
માની હુકમ તે સોરમ જઈ વસ્યા, સુણ સાહેલી,
ધન્ય એમના તે ધર્મથી નવ ખસ્યા. સુણ સાહેલી. ૧૬

જગત ગુરૂ પ્રગટ જગ જાણુ છે, સુણ સાહેલી,
સત્ય એમનો તે ધર્મ પ્રમાણ છે, સુણ સાહેલી. ૧૭
કહ્યું અકબરે લેખ કરૂં સહી, સુણ સાહેલી,
હવે કોઈ એમને દંડે નહીં, સુણ સાહેલી. ૧૮
કહેવડાવ્યું શ્રી ગોકુળનાથને, સુણ સાહેલી,
ગોકુળમાં વસો જઈ લઈ સાથને, સુણ સાહેલી. ૧૯
સોરમથી તે ગિરિપર આવ્યા, સુણ સાહેલી,
ગિરિ ગિરિધર મંન ઘણું ભાવ્યા, સુણ સાહેલી. ૨૦
વિરહ તાપ સમાવ્યો તન તણો, સુણ સાહેલી,
પદ પરસી મન આનંદ ઘણો. સુણ સાહેલી. ૨૧
ગોકૂળ પધાર્યા સુખથી, સુણ સાહેલી,
સૌ સંપ્રદાય વાળાને કાઢયા દુઃખથી, સુણ સાહેલી, ૨૨
બધા સંપ્રદાય વાળાએ સૂખપાલ લીધી, સુણ સાહેલી,
સૌની માળા સૌને ધર્મે દીધી, સુણ સાહેલી. ૨૩
નામ ગોકુળનાથજી ગુણ ભર્યા, સુણ સાહેલી,
સેવે ગોકુળનાથજી ગિરિ ધર્યા, સુણ સાહેલી. ૨૪
જયજયકાર જગત જશ વિસ્તર્યો, સુણ સાહેલી,
પાખંડ પ્રબળ જગ નિસ્તર્યો, સુણ સાહેલી. ૨૫
કંથ પાર્વતિ વહુજી તણા કહું, સુણ સાહેલી,

સદા સર્વદા આપ ચરણે રહું, સુણ સાહેલી. ૨૬
નામ ગોકુળનાથ અનાથ નાથ, સુણ સાહેલી,
જન ધર્મ રાખ્યો આપ સાથ હાથ, સુણ સાહેલી. ૨૭
અલિસુત મકરંદ લોભે ઘણું, સુણ સાહેલી,
પદ અંબુજ રહે મન ભક્ત તણું, સુણ સાહેલી. ૨૮
આપ સ્વરૂપ તે કરૂણા કાંતિ કમળ, સુણ સાહેલી,
નિજજન મન રાખો ભક્તિ અમલ. સુણ સાહેલી. ૨૯

---

## શ્રી ગુંસાઈજીના પાંચમા લાલજી શ્રી રઘુ-નાથજીનું ધોળ.

૭૦.

રાગઃ—ગોકુળીએ લઈ ચાલો રે ઓધવરાજ હમને;
ઓધવ માધવ રાજ હમને—એ રાગમાં.

ગુણના ભર્યા રસ કંદકે શ્રી રઘુનાથ વાહાલા,
સેવે શ્રી ગોકુળચંદ વાહાલા;
શ્રી વલ્લભનંદના નંદ કે શ્રી રઘુનાથ વાહાલા. ૧
આપ સ્વરૂપ મહા ગુઢ કે શ્રી રઘુનાથ વાહાલા,
એમાં ન સમજું કૂડ વાહાલા;
રહો મારા હૃદયા રૂઢ કે શ્રી રઘુનાથ વાહાલા. ૨

પ્રથમ તે અગ્નિ કુમાર કે શ્રી રઘુનાથ વાહાલા,
આજ્ઞા તે માંગી સાર વાહાલા;
તપ કીધું નિરધાર કે શ્રી રઘુનાથ વાહાલા. ૩
દંડકારણ્ય છે ધામ કે શ્રી રઘુનાથ વાહાલા,
તપનું તે મુખ્ય એ ઠામ વાહાલા;
વર દીધું છે શ્રી રામ કે શ્રી રઘુનાથ વાહાલા. ૪
મુખથી કહે છે શ્રી રામ કે શ્રી રઘુનાથ વાહાલા,
થાશો ત્રિયા તમે વામ વાહાલા;
કૃષ્ણ જન્મ પૂરે કામ કે શ્રી રઘુનાથ વાહાલા. ૫
સોળ સહસ્ર એ નાર કે શ્રી રઘુનાથ વાહાલા,
પૂરણ અંગીકાર વાહાલા;
જન્મ ગૌડ દેશ મોઝાર કે શ્રી રઘુનાથ વાહાલા. ૬
ત્યાંથી લાવ્યા નંદરાય કે શ્રી રઘુનાથ વાહાલા,
રાખ્યા સદનની માંહે વાહાલા;
જૂથ કુમારિકા કહેવાય કે શ્રી રઘુનાથ વાહાલા. ૭
પૂછે છે નંદજીને વાત કે શ્રી રઘુનાથ વાહાલા,
વ્રત કરવાનું મંન થાત વાહાલા;
પુંજીએ કાત્યાયની તાત? કે શ્રી રઘુનાથ વાહાલા. ૮
ગોપ મહિનો ન્હવાય કે શ્રી રઘુનાથ વાહાલા,

કાત્યાયની પુંજવા જાય વાહાલા,
માંગે છે કૃષ્ણ વરાય કે શ્રી રઘુનાથ વાહાલા. ૯
સોળ સહસ્ર એ નારી કે શ્રી રઘુનાથ વાહાલા,
તેમાં મુખ્ય અધિકારી વાહાલા;
શ્રી રાધા સહચરી પર વારી કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૦
શ્રી રાધા સહચરીનું રૂપ કે શ્રી રઘુનાથ વાહાલા,
એ છે આપ સ્વરૂપ વાહાલા;
મોહ્યા છે ત્રિભુવન ભૂપ કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૧
ભાવ ગૌણ છે શ્રી રામ કે શ્રી રઘુનાથ વાહાલા,
શ્રી કૃષ્ણ હાસ્યનું છે ધામ વાહાલા;
મોહ્યા છે કોટિક કામ કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૨
ત્રણ સ્વરૂપે રઘુનાથ કે શ્રી રઘુનાથ વાહાલા,
શ્રી રાધાકૃષ્ણ રામ સાથ વાહાલા;
આપ અનાથના નાથ કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૩
શ્રી કૃષ્ણ સ્વરૂપે કીધો રાસ કે શ્રી રઘુનાથ વાહાલા,
જૂથ કુમારિકાની પાસ વાહાલા;
પુરી છે સૌ મન આશ કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૪
પ્રગટ્યા ભૂતળ નિરધાર કે શ્રી રઘુનાથ વાહાલા,
શ્રી વિઠ્ઠલરાજ કુમાર વાહાલા;

કળિ દ્વિજ વર અવતાર કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૫
કાર્તિક શુકલ વખાણું કે શ્રી રઘુનાથ વાહાલા,
દ્વાદશી શુભ દિન જાણું વાહાલા;
જન્મ દિવસ પરમાણું કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૬
શ્રી રૂક્‌માણજીના એ તંન કે શ્રી રઘુનાથ વાહાલા,
પ્રગટ્યા એ કૂખે રતંન વાહાલા;
પુષ્ટિનું કરવા જતંન કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૭
આનંદ ઓચ્છવ થાય કે શ્રી રઘુનાથ વાહાલા,
બંદીજન જશ ગાય વાહાલા;
પાંચમા પુત્ર કહેવાય કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૮
આપ અંગ સુકુમાર કે શ્રી રઘુનાથ વાહાલા,
શ્રી જાનકીજી ભરથાર વાહાલા;
રતિ પતિ કરૂં બલિહાર કે શ્રી રઘુનાથ વાહાલા. ૧૯
સુંદરતા છે અથાગ કે શ્રી રઘુનાથ વાહાલા,
ફલ્યો જાણે રસ બાગ વાહાલા;
રાસ રસિક અનુરાગ કે શ્રી રઘુનાથ વાહાલા. ૨૦
તેવા શ્રી ગોકુળચંદ કે શ્રી રઘુનાથ વાહાલા,
રાસમાં કીધો છે ફંદ વાહાલા;
રસનિધિ આનંદ કંદ કે શ્રી રઘુનાથ વાહાલા. ૨૧

તાત દર્શનનો છે નેમ કે શ્રી રઘુનાથ વાહાલા,
મન ઉપજ્યો છે બહુ પ્રેમ વાહાલા;
ચિત્ર કરાવ્યું છે એમ કે શ્રી રઘુનાથ વાહાલા. ૨૨
ગ્રંથ કીધા છે અપાર કે શ્રી રઘુનાથ વાહાલા,
તાત વરણન કીધું સાર વાહાલા;
કહેતાં ન આવે પાર કે શ્રી રઘુનાથ વાહાલા. ૨૩
ચિંતન આપનું માંગું કે શ્રી રઘુનાથ વાહાલા.
પ્રમેય બળથી નથી આઘું વાહાલા;
જેમ બ્રાહ્મણ ગળે ધાગું કે શ્રી રઘુનાથ વાહાલા ૨૪
જ્યાં લગી રહે ઘટ પ્રાણ કે શ્રી રઘુનાથ વાહાલા,
પુષ્ટિ ધર્મ પ્રમાણ વાહાલા;
નિજજન મન નિર્વાણ કે શ્રી રઘુનાથ વાહાલા. ૨૫

---

## શ્રી ગુંસાઈજીના છઠ્ઠા લાલજી શ્રી જદુ-નાથજીનું ધોળ.

૭૧.

રાગઃ—શ્રી મહાપ્રભુજીને પ્રથમ પાય લાગીએરે લોલ–એ રાગ.

શ્રી જદુનાથજી જીવન જગ જાણીએ રે લોલ,
ધ્યાન એમનું તે સ્થીર મંન આણીએ રે લોલ. ૧

ચૈત્ર શુદી છઠ શુભ દિન શુભ ઘડી રે લોલ,
જાણે પ્રેમ રસ સિંધુમાં નદી ચઢી રે લોલ. ૨
આનંદ નૃત્ય શ્રી વિઠ્ઠલ પ્રભુને દ્વાર છે રે લોલ,
છઠ્ઠા પુત્રનું પ્રાગટ નિરધાર છે રે લોલ. ૩
સુણી પ્રાગટ વલ્લભ નંદ હરખીઆ રે લોલ,
કૃપા દષ્ટિથી આનંદ રસ બરખીઆ રે લોલ. ૪
જદુનાથ નામ ગુણ તે અનૂપ છે રે લોલ,
તાત વિરહનું તે આપનું સ્વરૂપ છે રે લોલ. ૫
ગોવર્ધન ઓદ્ધરણ માંહે મગ્ન છે રે લોલ,
સદા એમની સેવામાં ચિત્ત લગ્ન છે રે લોલ. ૬
શ્રીમદ્ વિઠ્ઠલ પ્રભુથી પુષ્ટિ સિદ્ધિ રે લોલ,
પધરાવિ આપિ સાતે પુત્રને સાતે નિધિ રે લોલ. ૭
જ્યેષ્ઠ પુત્ર ગિરિધરજી મન ભાવીઆ રે લોલ,
એમને માથે શ્રી મથુરેશજી પધરાવીઆ રે લોલ. ૮
દ્વિતીય પુત્ર શ્રી ગોવિંદરાય શોભિતા રે લોલ,
એમને સોંપ્યા શ્રી વિઠ્ઠલેશ મન લોભિતા રે લોલ. ૯
ત્રતિય પુત્ર શ્રી બાલકૃષ્ણલાલ રસ ભર્યા રે લોલ,
સોંપ્યા દ્વારિકાધીશ તંન મંન હરખીઆ રે લોલ. ૧૦
ચોથા પુત્ર શ્રી વલ્લભ ગોકુળનાથજી રે લોલ,

માથે પધરાવ્યા ગોકુળેશ વિઠ્ઠલનાથજી રે લોલ. ૧૧
પાંચમા પુત્ર શ્રી રઘુનાથ રસ કંદ છે રે લોલ,
એમને માથે પધરાવ્યા ગોકુળચંદ છે રે લોલ. ૧૨
છઠ્ઠા પુત્ર જદુનાથ વિરહ લીન છે રે લોલ,
તાતે સોંપ્યા બાલકૃષ્ણજી પ્રવીણ છે રે લોલ. ૧૩
સાતમા પુત્ર તે શ્રી ઘનશ્યામ છે રે લોલ,
સેવે શ્રી મદન મોહંન સુખ ધામ છે રે લોલ. ૧૪
જદુનાથજીએ કહ્યું એમ તાતને રે લોલ,
મોટા સ્વરૂપ સોંપ્યા તે ખટ ભ્રાતને રે લોલ. ૧૫
ત્યારે તાત કહે તમે મહારાજજી રે લોલ,
બાળ સ્વરૂપ દેખીને નારાજજી રે લોલ. ૧૬
બાળ પ્રૌઢ રૂપ એક કરી જાણીએ રે લોલ,
સોંપ્યા સાતે સ્વરૂપ તે પ્રમાણીએ રે લોલ. ૧૭
જોડી હાથને કહે છે જદુનાથજી રે લોલ,
મન વસ્યા છે હમારે તો શ્રી નાથજી રે લોલ. ૧૮
કૃપા અનુગ્રહથી આપે પધરાવીઆ રે લોલ,
બાળકૃષ્ણજી હમારે મંન ભાવીઆ રે લોલ. ૧૯
ત્યારે પ્રસંન થયા તે તાત મન ઘણું રે લોલ,
સ્વરૂપ પધરાવ્યું કલ્યાણરાયજી તણું રે લોલ. ૨૦

સાત સ્વરૂપમાં શ્રી બાલકૃષ્ણલાલ છે રે લોલ,
સેવા એમની તે પરમ રસાળ છે રે લોલ. ૨૧
રસ રંગ રસ મગ્ન થઈ સેવા કરે રે લોલ,
શ્રી ગોવર્ધન ઉદ્ધરણ માંહે અનુસરે રે લોલ. ૨૨
લીલા એમની તે વિરહ રસ ગુપ્ત છે રે લોલ,
અલિ સુત મકરંદ જેમ લુપ્ત છે રે લોલ. ૨૩
લાલજી તે બાલકૃષ્ણલાલ એક સમે રે લોલ,
કહે છે બાલકૃષ્ણલાલજી હમને ગમે રે લોલ. ૨૪
દીજે પાલને ઝૂલાવવાને પ્રેમથી રે લોલ,
બાળલીલાના દર્શન નિત્ય નેમથી રે લોલ. ૨૫
ત્રાંબા પત્રમાં તે લેખ કરાવીઆ રે લોલ,
બાલકૃષ્ણલાલજીને તે પધરાવીઆ રે લોલ. ૨૬
સપ્ત વર્ષ મધ્યે જેહ માંગે વંશમાં રે લોલ,
પધરાવી આપવા તે નિરંતંસમાં રે લોલ. ૨૭
વિપ્ર યોગ રસ માંહે શિરોમણિ રે લોલ,
ભક્ત જંનને માથે મૂગટ મણિ રે લોલ. ૨૮
પુષ્ટિ માર્ગમાં તે મુખ્ય વિપ્ર યોગ છે રે લોલ,
કાળ એકમાં અનેક સંયોગ છે રે લોલ. ૨૯
વિરહ સિંધુનું સ્વરૂપ જદુનાથજી રે લોલ,

દાન વિરહ રસ એમને તે હાથ છે રે લોલ. ૩૦
દોષ દાસના ક્ષમા કરી લીજીએ રે લોલ.
ચરણ કિંકરી જાણીને સેવા દીજીએ રે લોલ. ૩૧
કંથ શ્રી મહારાણી વહુજી તણા રે લોલ.
નિજજનને કૃપા માંહે નહીં મણા રે લોલ. ૩૨

---

## શ્રી ગુંસાઈજીના સાતમા લાલજી શ્રી ઘનશ્યામજીનું ધોળ.

૭૨.

રાગઃ—ઊભા રહો તો કહું વાતડી શ્રી નાથજી.
તમ માટે ગાળી છે મેં તો જાતડી શ્રી નાથજી—એ રાગમાં.

પ્રગટ્યા છે મહા સુખ ધામ. શ્રી વિઠ્ઠલનંદ.
પૂરણ કામ ઘનશ્યામ. શ્રી વિ૦ ૧
પ્રગટ્યા તેરસ માગસર વદી. શ્રી વિ૦
પ્રેમ આનંદ ઉમગી નદી. શ્રી વિ૦ ૨
પદ્માવતિ વહુજીના તંન. શ્રી વિ૦
વેદ પુરાણ માંહે મંન. શ્રી વિ૦ ૩
જેમ નવ ઘન જળથી ભર્યા. શ્રી વિ૦
તેમ મેઘશ્યામ આપે તન ધર્યા. શ્રી વિ૦ ૪

નામ ઘનશ્યામ રસ યુક્ત. શ્રી વિ૦
વેદ ગુણ ભાખવાને સુક્ત. શ્રી વિ૦ ૫
ધર્મમાં વૈરાગનું સ્વરૂપ. શ્રી વિ૦
ગુણ રૂપ આપનું અનૂપ શ્રી વિ૦ ૬
જન્મ ઉત્સવની શોભા શી કહું. શ્રી વિ૦
પ્રેમ આનંદ તન મન લહું. શ્રી વિ૦ ૭
આવી બધાઈ વલ્લભનંદને. શ્રી વિ૦
ભાવી છે મન વ્રજચંદને. શ્રી વિ૦ ૮
પ્રાગટથી તાત પ્રસંન. શ્રી વિ૦
ખટ ભ્રાત હરખ્યા છે મંન. શ્રી વિ૦ ૯
દધિ કાદવ રસ પુરમાં. શ્રી વિ૦
નાચે વૈષ્ણવ રસ પુરમાં. શ્રી વિ૦ ૧૦
ઉર ન સમાય આનંદ ઘણો. શ્રી વિ૦
સાગર વહે છે જાણે સુખ તણો. શ્રી વિ૦ ૧૧
બાજે છે તાલ મૃદંગ. શ્રી વિ૦
ઝાંઝ ઝાલરીને ઉપંગ. શ્રી વિ૦ ૧૨
માંદલ સારંગી બાજતી. શ્રી વિ૦
ઉપમા વિઠ્ઠલ ઘેર છાજતી. શ્રી વિ૦ ૧૩

મોતીના તે પુર્યા ચોક. શ્રી વિ૦
વૈષ્ણવ ઊભા તે થોકા થોક. શ્રી વિ૦ ૧૪
ફૂદડી ફરે ને તાળી હાથ લે. શ્રી વિ૦
એક એકને તે ઝાલી સાથ લે. શ્રી વિ૦ ૧૫
દ્વાર દ્વાર તોરણ બંધાવીઆ. શ્રી વિ૦
હેમના તે કળશ ભરાવીઆ. શ્રી વિ૦ ૧૬
ભાટ ચારણ જશ ગાય. શ્રી વિ૦
આનંદ શ્રી ગોકુળ થાય. શ્રી વિ૦ ૧૭
પુત્ર સાતમા તે સુખરાશ. શ્રી વિ૦
પુરી વૈષ્ણવ જંન મન આશ. શ્રી વિ૦ ૧૮
સેવે શ્રી મદન મોહનલાલ. શ્રી વિ૦
રાસમાં તે રસિક રસાળ. શ્રી વિ૦ ૧૯
મોટા વહુજી શ્રી કૃષ્ણાવતી. શ્રી વિ૦
દાસી દર્શનની તૃષ્ણાવતી. શ્રી વિ૦ ૨૦
છોટા વહુજી શ્રી ભાગીરથી. શ્રી વિ૦
ગુણ ગાઉં એમના માંગી મતિ. શ્રી વિ૦ ૨૧
કૃષ્ણ સ્વરૂપ આપો આપ. શ્રી વિ૦
દૂર કીધાં નિજજન તાપ. શ્રી વિ૦ ૨૨

---

# શ્રી રાધિકાજીની બધાઈ.

૭૩.

## રાગ કાફી.

એરી સખો રાધા જું પ્રગટી હેં આજ,
રાવલ અતિ આનંદ ભયો,
ઉનમત્ત સબે વ્રજ નાગરી. ટેક.
એરી સખી ઉદયો હે પુનમ ચંદ,
નંદ નંદન સુખ કારણે. ઉનમત્ત૦ ૧
એરી સખી પરમ ચતુર ગુણવંત,
નાગરી પરમ ઉજાગરી; ઉનમત્ત૦ ૨
એરી સખી કોમલ તન સુકુમાર,
ઉપમા કોઉ પટંતર નહિં. ઉનમત્ત૦ ૩
એરી સખી શ્રી ભૃખુભાન ઉદાર,
દેત દાન આનંદહીં; ઉનમત્ત૦ ૪
એરી સખી બાલ તનય છબિ દેખ,
કીરતિ કૂખ પ્રગટ ભઈ. ઉનમત્ત૦ ૫
એરી સખી પ્રફુલિત ગોદમેં લેત,
મુખ દેખત સુધ ભૂલહીં; ઉનમત્ત૦ ૬

એરી સખી બાંધી હે બંધન વાંર,
કુંવરી કુલ મંડન ભઈ. ઉનમત્ત૦ ૭
એરી સખી ખોલેહે રત્ન ભંડાર,
વ્રજ જન સબ પેહેરાવહીં; ઉનમત્ત૦ ૮
એરી સખી આભરણ રત્ન અમોલ,
ચીરન ગીનતી કો ગીને. ઉનમત્ત૦ ૯
એરી સખી વછ ગૈયાં દઈ ખોલ,
કાહા કહું દેખે બને; ઉનમત્ત૦ ૧૦
એરી સખી તાલ મૃદંગ ઉપંગ,
ઢોલ નિશાન બજાવહીં. ઉનમત્ત૦ ૧૧
એરી સખી શોભિત સકલ સમાજ,
કંચન કલશ ભરાવહીં; ઉનમત્ત૦ ૧૨
એરી સખી ગાવત મંગલ ચાર,
ઘર ઘર બજત બધાવને. ઉનમત્ત૦ ૧૩
એરી સખી જૂર આઈ વ્રજ નાર,
હાથન થાર સુહાવને; ઉનમત્ત૦ ૧૪
એરી સખી ચંદન ભુવન લીંપાય,
ગાવત મંગલ માનિની. ઉનમત્ત૦ ૧૫
એરી સખી મોતીન ચોક પુરાય,

પ્રગટી સુતા સુખ દાનિની; ઉનમત્ત૦ ૧૬
એરી સખી શ્રી વ્રજરાજ કુમાર,
આગે પઢાઈ યા બિધિ. ઉનમત્ત૦ ૧૭
એરી સખી મેંટત મનકી શૂલ,
યેહી નિરંતર ધ્યાન હે. ઉનમત્ત૦ ૧૮
એરી સખી સબ બિધિ સુખકી મૂલ,
નિજજન જીવન પ્રાણ હે; ઉનમત્ત૦ ૧૯

---

## શ્રી સ્વામિનીજીની બધાઈ.

૭૪.

રાગ રાયસો.

શ્રી ભ્રૃગુભાન રાયકે, આંગન રંગ બધાઈ;
કિરતિ અતિ પૂરણ ભઈ, શ્રી રાધાસી કન્યા પાઈ. ૧
શિવ વિરંચી મુનિ નારદ, ધ્યાન ન આવત જાઈ;
સો યહ રૂપકી રાશ હે, ભાગ્ય તેં પ્રગટી માઈ. ૨
નાચત પ્રેમ મુદીત મન, ગોપી અંગ ન સમાઈ;
એક ઉમંગસોં દોરિકે, નંદ ભવનમેં આઈ. ૩
નંદરાય નંદરાની જું, આનંદ બોલ બધાઈ;

ચલોરી બેગ બરસાને, પ્રગટી સબ સુખદાઈ. ૪
ફૂલી જશોમતિને કહ્યો, નંદહીં નિકટ બુલાઈ;
ચંદ્રબદન મૃગનેનીસોં, લાલકી કરો સગાઇ. ૫
મુદિત પરસ્પર હરખિ ચલે, મંગલ સાજ સજાઇ;
શ્રી ભૃખુભાન માન દે, નિજ મંદીર પધરાઇ. ૬
બેઠે કનક સિંધાસન, વ્રજરાની વ્રજરાઇ;
નિરખી કુંવરીકી શોભા, કિલકત કુંવર કન્હાઇ. ૭
ગોદ પસારહીં માંગત, દીજે જું હમ બધાઇ;
હમેરો લાલ તુમેરી લલી, જોરી વિધાતા બનાઇ. ૮
શ્રી ભૃખુભાન હરખે અતિ, નંદહીં પધિયા બંધાઇ;
આરતિ વારત મંગલ ગાવત, સબ વ્રજનારી ધાઇ. ૯
નંદ ભવનકોં જો રસ, સો દીનોરી માઇ;
યહ સુખ સંપતી દંપતી, કોઉ નિરખત ન અઘાઇ. ૧૦
અતિ ઉદાર ભૃખુભાનહીં, ભૂષણ બસન મગાઇ;
કીરતિજી કહ્યો સબ દેહો, વિધિને આશ પુરાઇ. ૧૧
કંચન મણિ માણેકકી, વ્રજપતિ અતિ ઝરલાઇ;
વ્રજરાની વ્રજનારને, દેત મન ભાઇ બધાઇ. ૧૨
અતહીં પ્રસંન ભઇ સુંદરી, દેત આશીશ સુહાઇ;
નંદ સુવન ભૃખુભાન સુતા, જીવો જુગ જુગ માંઇ. ૧૩

તિંહીં અવસરકોં જો સુખ, કહત કહ્યો ન જાઇ;
પ્રેમ મગ્રન વ્રજવાસી સબ, તનકી સુધ ન રહાઇ. ૧૪
કહ્યો સબન વ્રજરાજને, હમ ઘર રહો સદાઇ;
નિજજન કુંવરી કુંવરકોં, પલનામેં જું ઝુલાઇ. ૧૫

---

# શ્રી સ્વામિનીજીની ગજલ.

૭૫.

શરણ હું શ્રી રાધિકા પ્યારી, સુજપતેં શ્યામ શ્રી રાધે;
સુજપતે શ્યામ શ્રી રાધે, શરણ હું શ્રી રાધિકા પ્યારી.ટેક-
સુજપતે શ્યામ શ્રી રાધે, ઉસી રસ નશા હૈંય;
મોહંનકે સુ બંસી ધર ધ્યાન મંત્ર સાધૈંય. શરણ હું० ૧
ભલા દોઉં નૈંન તના લૈંકીન ડોરે ખૂબ હૈ કાલૈં;
ચરણસૈં હાર હીરાંગોકી લૈંકિન મિજગાં લગૈં ભાલૈં. શ० ૨
મગર ગલુ રૂપ ઉજિયાલા, અગર ભ્રૂખુભાનકી બાલા;
પીલાયા પ્રેમકા પ્યાલા, મોહંન બંસી ગૌં વાલા. શ० ૩
ભરે રસ ખૂબ બંનમાલી, પડી શીર ઇસ્કકી જાલી;
રહા અંતર નહિં ખાલી, દિલોંસૈં સિકલ નૈંહાલી. શ० ૪
ચલે શ્રીરાધિકાછંમાછંમ, ચમકતિ બિજલિયાંચંમાચંમ;
હુશનકીસુરતકયા હૈં કંમ, ઉસીમૈં શ્યામહુવેબેગંમ.શ०૫

કિકહેંતેં શ્યામ સુનો સખીઆં,દિખા દો પ્યારી કું અખીઆં;
દખલહોયામદનરખીઆ કીતેદિનરસબિનાચખીઆ.૨૦૬
વા દિલ્લસું મિલિ પ્યારી, લગે સીનેસેં ગિરિધારી;
ઉસી પલ રંગ હૈ ભારી, યેહી निजजनके સુખકારી.૨૦૭

---

# અથ શ્રી જમનાજીનું મંગળાચરણનું ધોળ.

૭૬.

રાગઃ—એક વાર દર્શન દીજીએ.

શ્રી નાથજી એક વાર દર્શન દીજીએ—એ રાગમાં

અહરનીશ દરશાન દીજીએ,
કલિંદજા અહરનીશ દરશાન દીજીએ. ટેક.
બાળ પશુ બુધ માં અજ્ઞાન છું પણ આપની,
મા વીનતી કરતાં મન બ્હીજીએ. કલિંદજા૦ ૧
જનુની પ્રકાર સ્નેહ જીવ ઉપર રાખતા,
મારા સાધન વિના તે આપ રીઝીએ. કલિંદજા૦ ૨
ભક્તને તે ભક્તિદાતા આપ ભવતારણી,
મા પ્રેમનો તે પંથ પતીજીએ. કલિંદજા૦ ૩
મેઘ શ્યામ રૂપે આપ ભાનુની સુતા છો,
મા કારણ એ શ્યામ સ્નેહ ભીંજીએ. કલિંદજા૦ ૪

પરમ કૃપાળ આપ અધમ ઓદ્ધારણી,
મા પુષ્ટિ રસ પાઓ તો કાંઇ પીજીએ. કલિંદજા૦ ૫
નિજજન ધ્યાન માંગે ચરણ કમળનું,
મા જેમ ઘૃત ખાંડ મધ્યે ઠીજીએ. કાલિંદજા૦ ૬

---

## શ્રી જમનાજીના પ્રાગટ્યનું ધોળ પેહેલું.

૭૭.

રાગઃ—શરદ પૂનમની રાત, નંદ સુત બંસી બજાવી,
રાસરમણની વાત,વાહાલાજીના મનમાં ભાવી—એરાગમાં.
શ્રમ સરિતા મુખ્ય નામ, ભૂતળમાં શ્રી જમના મહારાણી,
મા ઘેરી રહ્યા નિજ ધામ, શ્યામ સુંદર પટરાણી;
મા રસથી રૂપ મેઘ શ્યામ, વદું મુખથી શું વાણી,
મા આવ્યાં ભૂતળ પૂર્યા કામ, દયા પૂરણ મન આણી.

સાખી.

કરો કૃપા પ્રાગટ કહું, થાય હૃદયમાં પ્રકાશ,
સદા ચરણ પાસે રહું, માહારા મનમાં છે મોટી આશ—
ભૂતળમાં શ્રી જમના મહારાણી. મા ઘેરી રહ્યા૦ ૧
મા કહું સાધારણ સાર, ગૂઢ પ્રાગટ નિરધારો,
મા નિગમન પામે પાર, તત્વ ભક્ત જન શિર ધારો;

મા નિજ લીલા નિજ ધામ, કૃપા કરી આપ જતાવો,
મા માંગ્યા વિના પૂરો કામ, રૂપ રસ સ્વાદ બતાવો.

સાખી.

એક સમે રસ રંગમાં, પ્રિયે પ્રિયા સંયોગ,
નૃત્યતાનમાંથીઆવીઆ,વાહાલાકરવાલાગ્યારસભોગ–
ભૂતળમાં શ્રી જમના મહારાણી. મા ઘેરી રહ્યા૦ ૨

થાએ રતિ સંગ્રામ, બેઉ જણ રસ મધ્યે છકીઆ,
પલ નવ લે વિશ્રામ શૂર જેમ રણ મધ્યે ધસીઆ;
તેવી છે અદ્ભુત કુંજ, પુંજ રસનો ત્યાં વરસે,
મોર કરે છે સોર, ભ્રમર ગુંજે કુંજ સરસે.

સાખી.

સુખ સજ્યાની મધ્યમાં, રાજે શ્રી જુગલ કિશોર,
વિપરીતે રતિ રમણ છે, વાહાલા રસના ભર્યા રસરોળ–
ભૂતળમાં શ્રી જમના મહારાણી. મા ઘેરી રહ્યા૦ ૩

ચાલી પ્રસ્વેદની ધાર, જુગલ તન શોભાના સિંધુ,
ઉપમા અધિક અપાર, ઉદય જાણે દધિસુતા બંધુ;
તેમાં તે અદ્ભુત એક, ચરિત્ર પ્રભુજીનું જાણો,
રાખીએ મન સ્થિર ધ્યાન, સંશય મનમાં નવ આણો.

સાખી.

રસ વિહાર રસને વિષે, પ્રિયે પ્રિયાનું મંન,
મહા રમણીય રસ સુંદરી, નાભીથી થયા ઉત્પંન–
ભૂતળમાં શ્રી જમના મહારાણી. મા ઘેરી રહ્યા૦ ૪

જૂથ થયા છે અનેક, પછી શ્રમ સરિતાજીથી,
વિનતી કરે કરજોડ, પ્રિયે રસ ભરિતાજીથી;
નવ તરૂણી સુકુમાર, કહું તેમની શી શોભા,
ભક્તના પ્રાણ આધાર, શ્યામ સુંદર મન લોભા.

સાખી.

પ્રથમ થયા શ્રમ સુંદરી, આજ્ઞા દીધી નાથ,
રાસમંડળ ઘેરી વસો, હમે ક્રીડા કરિશું તમ સાથ–
ભતળમાં શ્રી જમના મહારાણી. મા ઘેરી રહ્યા૦ ૫

ચાલ્યા તે શ્રમ સરિતાય, અષ્ટધારા છૂટી છે અંગથી,
મહા રસના ભરીતાય, થયા અષ્ટ નાયકા સંગથી;
જાણી જુગલ તન રૂપ, વાસ દીધો છે પાસનો,
શ્રમ પ્રસ્વેદ સ્વરૂપ, વસ્યા મંડળ જ્યાં રાસનો.

સાખી.

ફરી થયાં શ્રમ નાયકા, નાભી સ્વેદની માંય,

પ્યારીજીથી પ્રગટીઆ, એ તો સ્વરૂપ કહ્યું નવ જાય-
ભૂતળમાં શ્રી જમના મહારાણી. મા ઘેરી રહ્યા૦ ૬
જોઈ રસાત્મક રૂપ, ક્રોધ કીધો પ્રાણ પ્રિયાએ,
શ્રીજી મોહ્યા રસ રૂપ, કીધા વશ એજ ત્રિયાએ;
લાજે છે કોટિક ચંદ, રમા ઉમા અંગ પર વારૂ,
નિજજનના સુખકંદ, એજ રસ રહો મન મારૂં.

---

## શ્રી જમનાજીના પ્રાગટ્યનું ધોળ બીજું.

૭૮.

રાગઃ-ઉપરનો

પ્રગટ્યા છે મહારસ રૂપ, દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી,
જોઈ રહ્યા બે સ્વરૂપ, શોભા વાધી એક રંગથી;
શીતળતા રસ યુક્ત, સુંદરીના નેનમાં ઝલકે,
શ્રીજી છે રસ માંહે લુબ્ધ, જોયા વિના રહે ના પલકે.

સાખી.

સુંદરતા શ્રી અંગની, જોયાં તન સુકુમાર,
પ્યારીએ નિશ્ચે કર્યું, થશે શ્યામના પ્રાણાધાર-
દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી, જોઈ રહ્યા બે સ્વરૂપ. ૧

લાજે છે ખંજન મીન, દીન થઈ જળ સ્થળ બેસે,
કમળ થયા આધીન, અમલ એક રસનો રહેશે;
મેઘ શ્યામ છે શરીર, ધીર મોહન જોઈ તજશે,
મુજથી મહા કમનીય, શ્યામ હવે એમને ભજશે.

સાખી.

પ્યારી રસ સુખ ભૂલીઆં, ને ક્રોધ કર્યો મનમાંય,
ભ્રકુટિ કમાન ચઢાવીને, કહ્યું ભૂતળ વાસ વસાય—
દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી, જોઈ રહ્યા બે૦ ૨

ત્યારે દીન થયા કમનીય, શ્રીજીએ શીશ નમાવ્યું,
રસમત્ત સુંદર શ્યામે કહ્યું, પ્યારી મનમાં શું આવ્યું;
આપ સેવા નિજ અર્થ, સ્વરૂપ અંગથી પ્રગટાવ્યું,
સહાયક લીલા સમર્થ, એક દાસત્વ મન ભાવ્યું.

સાખી.

એવા છે એ સુંદરી, સુણો પ્રિયા રસકંદ,
શ્રીજી મુખથી એમ કહે એ તો પૂરણ પરમાનંદ—
દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી, જોઈ રહ્યા૦ ૩

નાભીમાં રસનો સિંધુ વહ્યો જ્યારે ઉન્મત્ત રસનો,
થંભી રહી નહીં લેહેર, વેગ નહીં કોઇના વસનો;

લાલ પીત ચાલી લેહેર, શ્યામ લીલી સુખકારી,
લાલ કહું અનુરાગ, પીત રંગ પ્રીતમ પ્યારી.

સાખી.

શ્યામ વહી છે શ્યામથી, લીલી બેના રંગ,
પ્રિયે પ્યારી પ્રસ્વેદનો, મળ્યો છે સમાગમ સંગ–
દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી, જોઈ રહ્યા૦ ૪
તે પળ શોભા અનૂપ લીલા દરશે રસ વરસે,
શ્રીમદ્ વલ્લભ પ્રભુ, કૃપા કરે તો રસ ઠરસે;
વિસ્મૃત થઇ ગઇ વાત, પ્રિયે રસમય હતા જ્યારે,
આપની નાભી મધ્ય, પ્રગટ થયા સુંદરી ત્યારે.

સાખી.

કર જોડી ઊભા રહ્યા, પ્રિયે સન્મુખ શ્રમ સરિતાય,
દાસત્વ સાત્વિક ભાવથી, પ્યારી શીતળ રસ ભરિતાય–
દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી, જોઇ રહ્યા૦ ૫
જોયા તે સાત્વિક શુદ્ધ, પ્રિયાજીએ કરૂણા કીધી,
વ્રજ વૃંદાવન વાસ, વસો એમ આજ્ઞા દીધી;
આતુરતા સંયુક્ત, શ્રમીજીએ વચન ઊચાર્યું,
પ્રેમ ભક્તિ રસ ગુપ્ત, સ્નેહ પૂરણ મન ધાર્યું.

સાખી.

સેવા ઇચ્છિત મન વિષે, પ્રિયે પ્રિયા નિજ નાથ,
વ્રજ ભૂતળ એક ભાવ છે, તેનો માનો વાસ આપ હાથ-
દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી, જોઈ રહ્યા૦ ૬

મધુર અમૃત સુણી વચંન, કહે મોહન શ્રી મુખથી,
પ્રિયા પ્રથમ શ્રમીનું સ્વરૂપ, મળો તેમને જઈ સુખથી;
રાસ રમણની પાસ, વાસ સ્થિર રહેશે તમારો,
ક્રીડા ઉલ્લાસ વિલાસ, હાસ્ય દર્શન છે હમારો.

સાખી.

રાસ રમણ શ્રમ ટાળવા, જળ વિહાર સુખ રાસ,
દાન મહા રસનું થશે, પ્યારી શીતળતા તમ પાસ-
દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી. જોઈ રહ્યા૦ ૭

ચાલ્યા શ્રમી ગંભીર, નમન કરી પ્રિય પ્યારીને,
શ્રમનું સ્વરૂપ એ ધીર, ઉપમા શું કહું ન્યારીને;
પ્રગટ થઈ અષ્ટ ધાર, શ્રમીજીના રસ ભર્યા અંગથી,
અષ્ટ સખી પ્રાગટ્ય, માનો શ્રમ સરિતાજી સંગથી.

સાખી.

શ્રમ સરિતા જે પ્રથમના, ત્યાં દ્વિતીય મળ્યા રસદાન,
સખી શશિ સીંધુ ઝીલતા, જાણે ઉદયો કોટિક ભાણ-

દ્વિતીય શ્રમ સરિતાજી અંગથી, જોઈ રહ્યા૦ ૮
તે પળ શોભા અનુપમ, બેઉ પરસ્પર હરખે,
આનંદ પ્રેમ મીલાપ, આપ રસ આવીને બરખે;
શ્રી વલ્લભ ચરણ પ્રતાપ, પ્રભુએ લીલા નિત્ય નિરખું,
નિજજનને છે આશ, સદા રસ રહે મારૂં સરખું.

---

## શ્રી જમનાજીના પ્રાગટચનું ધોળ ત્રીજું.

(ઢાળ)

રાગઃ—ઉપરનો.

સંયોગાત્મક રૂપ, શ્યામ સુંદર મન હરણી,
જળ વિહાર નિત્ય રાસ, રમણમાં અધિક રસ ભરણી;
આજ્ઞાને અનુસાર, વાસ વ્રજ દઢ કરી લીધો,
અદ્‌ભુત રમણિક કુંજ, સિદ્ધ કરી મહા રસ પીધો.

સાખી.

કલિંદ ગિરિ પર્વત થકી, જળધારા એકસાર,
શીતળ વાયુ વેગથી, જળ વ્રજ મંડળમાં અપાર--
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય૦ ૧
સો લક્ષ જોજન રવિ મંડળના વિલ્લાસ ગમનથી,
સોર તરંગના જોર, ચઢી ઊતરે છે રમણથી;

દૂર શું દીસે છે ફીણ, સફેદ નહીં એ શ્યામ છે,
ચંચળતા કરી પ્રિય સંગે રમવાની મનમાં હામ છે.

સાખી.

ચરણ રેણુ અતિશે ઘણી, ઝળકે હીરા ભાન,
પાતિક દોષ નિવારવા, પ્રગટાવી દેવા ઘણા દાન–
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય રાસ૦ ૨

પ્રસરી ધારા અપાર, શબ્દ ધૂની અતિ સુખકારી,
ચાદર પડે સુખરાસ, કંકણ છબિ પર જાઉં વારી;
મહા અલૌકિક ત્રટ, પુલિન મધ્ય સ્થિર વ્રત ધારી,
સુંદર અતિ સુકુમાર, રવિ શશિ બેઉ બલિહારી.

સાખી.

મેઘ શ્યામ શ્રી અંગરસ, તે ઝળકે જળની મ્હાંય,
કૃપા પ્રભુ પૂરણ કરે, તેને અનુભવ થાય–
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય રાસ૦ ૩

દ્વિતીય સ્વરૂપનું એક રૂપ ધરી કુંજે પધાર્યા,
અંગેથી જૂથ અનેક, પ્રગટ કરીને વિસ્તાર્યા;
નિશ દિન રમણ વિહાર, શ્યામ સુંદર સંગ વિલસે,
આપ શ્યામ પ્રિયે પ્રાણ, શ્યામ એક રંગ મન હુલસે.

સાખી.

નવનિકુંજના મધ્યમાં, નવ રસ હાસ્ય વિહાર,
રાસ રસિક સંગ રમણમાં, ચિત્ત ઉપજે ઘણો પ્યાર-
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય રાસ૦ ૪

નૌતમ રચના કુંજ, મેહેલ બેઠક રસ યુક્તે,
રત્ન જટિત મધ્યે કળશ, ધ્વજા તોરણ બહુ જુક્તે;
બાગ બગીચા વિચિત્ર, ફૂલ ફૂલ્યાં બહુ રંગે,
વેલી પરમ મનોહર, વૃક્ષ બહુ શોભિત સંગે.

સાખી.

કુંજ વિવિધમય રત્નના, શોભા કહી નવ જાય,
સુખસાગરની લેહેરમાં, એવા અદ્‌ભુત રસ બરખાય-
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય રાસ૦ ૫

પક્ષી પ્રકાર અનેક, સુખદ લીલા રસ પાગી,
ચાતૃક દાદુર મોર, કોકીલ બોલે અનુરાગી;
સારસ કીર કપોત, હંસ મધુરે સૂર બોલે,
નિશ દિન લીલાનું પાન, કરે છે એના ભાગ્ય અમોલે.

સાખી.

પ્રગટ નામ યમુને ધર્યું, કાલિંદી નિરધાર,

શ્રમ સરિતાજી ગુપ્ત છે, શ્રી મહારાણીજી સુકુમાર–
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય રાસ૦ ૬

ઘાટ વિવિધ રત્ન જટિત સીડી ગૌ લોક ચઢાવે,
ધ્યાન ધરે ઉર માંહે, આપ પર પ્રીત બઢાવે;
રામઘાટ, શ્યામઘાટ, ઘાટ ગોવિંદ સુખ લીજે,
શ્રી ઠકરાણી ઘાટ સુઢાર, નિરખી ને મહારસ પીજે.

સાખી.

જળ વિહાર સુખ ઝીલવા, ભૂતળ કીધો વાસ,
રાસરમણ લીલા તણી, ધરી મનમાં મોટી આશ–
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય રાસ૦ ૭

જૂથ શ્રાપને મિષ કરી, ભમિ મધ્યે પ્રગટાવ્યા,
સાજ સમાજ સહીત, પ્રભુને સંગે લઈ આવ્યા;
જળ તરંગને મધ્ય, કમળ મધ્યે મધુકર ગુંજે,
ફેલી સુગંધ સરોજ, સુખદથી સુધારસ પુંજે.

સાખી.

શ્રી વલ્લભ પદ કમળથી, એ લીલાનું જ્ઞાન,
શિવ વિરંચીને દુર્લભ અતિ, તેને સ્વપ્ને નહોય એ ધ્યાન–
શ્યામ સુંદર મન હરણી, જળ વિહાર નિત્ય રાસ૦ ૮

અગણિત મહિમા અપાર, જીવ તનક નહીં જાણે,
આપ શ્રી જમુને માત, જીવ તણાં કૃત નહીં માને;
શ્યામા શ્યામ વિલાસ, રહસ્ય અવલોકન કીજે,
નિજજનને એ આશ, સદા મન રસ માંહે ભીંજે.

---

## શ્રી જમનાજીનું રાસરમણ નું ધોળ.

૮૦.

રાગઃ—ઉપરનો.

શ્રી કૃષ્ણ સમા કૃષ્ણ રૂપ, શ્યામ સુંદર મદ પાતાં.
શ્રી વૃંદા વિપિન વિલાસ, પ્રીતમ સંગે મદ માતાં;
મનોરથ નવીન અનેક, શ્રૃંગાર રસના બહુ ગુપ્તે,
પ્રગટ કર્યાં બહુ ભાત, પ્રીતમનું મન જેમ લુપ્તે.

સાખી.

નિશ ઉજીઆરી શરદની, નટવર શ્રી ગોકુળચંદ,
મધુર અધર મુરલી ગ્રહી, ત્યાં વહે છે શીતળ મકરંદ–
શ્યામ સુંદરમદ પાતાં, શ્રી વૃંદા વિંપિન વિલાસ૦ ૧
બંસી ધૂનીના ભેદ, ગમ્ય નથી વરણન કરવા,
સુણી તન શુધ રહી એક, હવે જઇ એ શ્યામ નિરખવા;

ઉલટાં તે સોળ શ્રૃંગાર, કરી તન મન શુધ ભૂલી,
વ્રજ વનીતા સહુ પ્રેમ, વિલસે અંગો અંગ ફૂલી.

સાખી.

રોકેથી કોઇ નવ રહી, થઇ પ્રેમ ભરપૂર,
દ્રુમ લતા કુંજ અટકી નહીં, નવ જાણ્યા મારગ દૂર–
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૨

જે કોઇ રોકી બાળ, અધીર પરવશ થઇ અંગે,
સૌ સુંદરીથી અધિક રસ પીધો શ્યામની સંગે;
આવ્યા શ્રી કાલિંદી ત્રટ, સકલ ગોપીકા વૃંદે,
મનમાં ભર્યો અનુરાગ, નિરખીને શ્રી આનંદ કંદે.

સાખી.

નેન સેન કટાક્ષ રસ, દઇ બોલ્યા વ્રજનાથ,
અર્ધ નિશાએ સુંદરી, તમે કેમ આવ્યા સૌ સાથ–
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૩

મનમોહન સુખ ધામ, ધર્મની કથા ચલાવી,
મનમાં રમણની હામ, કહ્યું આ વેળા કેમ આવી;
ચરણ પરસી વ્રજનાર, ચકિત થયાં વચંન મરમથી,
બોલાવ્યા રમવાને કાજ, હવે શું છે કામ ધરમથી.

સાખી.

કહ્યું શ્યામ ભલે આવીઆ, કરો સુખથી દર્શન,
શોભા નિરખો વન તણી, ઘેર જાઓ થઈ પરસંન–
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૪

કૂળ વધૂ લાજ સંયુક્ત, પતિ પરિવાર ન તજીએ,
લોકમાં લાગે કલંક, જો કંથ મેલી જારને ભજીએ;
બંધ વચન અતિ કપટ ભર્યાં સુણી વિકળ થયાં મન,
શુધ બુધ રહી ન શરીર, ધીર તજી વ્યાકુળ થયાં તન.

સાખી.

મનમાં ધીરજ રાખીને, હસી બોલ્યા વ્રજબાળ,
કઠિન વચન શાને કહો, ખેલો અમ સંગે પરમ કૃપાળ–
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૫

કોટી મદન નંદલાલ, હસી બાળા કંઠે લગાવી,
રસ ઉદ્દીપન રેન, શરદ ચંદ્રની મન ભાવી;
રાસ રમણ તેહ કાળ, મંડળ કરી પ્રીતમ વિલસે,
પ્યારીશું તાન બંધાન, મિલાવી અધિક રસ હુલસે.

સાખી.

વ્રજ જુવતિ પ્રતિ રૂપ ધરી, નિરતત શ્રી સુખધામ,
શ્રી રાધે સુખ રૂપ છે, સંગે શ્રમ સરિતાજી છે શ્યામ-

શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૬
વિદ્રુમ મણિમય કુંજ, કુસુમ શય્યા પરિરંભન,
લિપટી કંચનવેલી, શ્રી શ્યામ તમાલ શ્રી અંગન,
નૌતમ વિપિન વિહાર હાસ્ય રસ પ્રિય સંગ વિલસે,
આલિંગન અધરામૃત, ચુંબન કુચ જુગ પરસે.

સાખી.

ખટરસ અમૃત વિવિધ ભાંતિ, સામગ્રી રચી થાળ,
આરોગે આરોગાવીને, જળ જમનોદક તત્કાળ—
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૭
અચવાવી પ્રેમ કટાક્ષ સહિત મુખ દેત તંબોલે,
ચર્વિત દેત ઉગાર, સૂચન કરીને છબી તોલે;
સાંધી પંચ શરબાણ, કામ આવ્યો અનુરાગી,
તેની ન પહોંચી હામ, રતિ ભૂજ ભરી લઈ ભાગી.

સાખી.

બિન ગુન માલ સુભગ અતિ વિચિત્ર પુષ્પની માળ,
ગ્રથિત સકલ હાથે કરી, પેહેરાવે લલના રસાળ—
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૮
વાજીંત્ર મધુર નૃત્ય સૂર મેળવતાં ગત શ્રૃંગી,
નૃત્ય કરત બહુ ભેદે, ગાનમાં ચતૂર અધંગી;

રાસમાં અધિક ઉલ્લાસ, ગાય પ્યારી સૂર સંગે.,
તાનમાં ભેદ અનેક, મિલાવે શ્યામની સંગે.

સાખી.

વિવિધ ભાંતિ રસ સુખ દઇ, અદ્‌ભુત નટ ગોપાળ,
શ્રીજમનાજળશ્રમટાળવા,સંગે લલના તેસકળરસાળ–
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૯

કરે સ્નાન દાન રસ કેલિ, પરસપર લેત ઉચ્છંગે,
દેત અધિક રસ દાન, અધર રસ પાન ઉમંગે;
પુષ્પ ગેંદુકનો માર, મારે નેંનન રસ જુકતે,
કરી રસ દાન પ્રમાન, કૂચન પર અતિરસ ગુપ્તે.

સાખી.

શ્રમ સરિતામાં રમણુથી, શ્રમ શીતળ નંદ નંદ,
મદન માન મોચન કરી; જુવતિ જન સુખકંદ–
શ્યામ સુંદર મદ પાતાં, શ્રી વૃંદા વિપિન૦ ૧૦

સદા સર્વદા અચળ વિહાર, પાર કહેતાં નવ આવે,
જીવ શું રસના ગાય, સહસ્ર મુખ શેષ હલાવે;
આવું ધ્યાન નિરંતર રાખી, શ્રી શ્રમ સરિતા અનુસરીએ,
નિજજનને નિજદાન, કિંકરી જાણીને કરીએ.

---

# શ્રી જમનાજીનાં પદ.

## પદ ૧ લું.

૮૧.

રાગ રામકલી.

શ્રી જમુને શ્યામ સુખ દેની,
ગજગતિ ચાલચલતહે પ્યારી, અતિચંચલમૃગનેની શ્રી. ટેક
મન મોહનકો મન હર લીનો, બિલસત હે દિન રેની;
નિજજન કહેતિહારેદરસબિન, ક્ષણએકપડતનચેની. શ્રી. ૧

---

## પદ ૨ જું.

૮૨.

રાગ રામકલી.

શ્રી જમુને કૃપાલ કહાઇ,
જગતમેરવિપુત્રીધર્મરાયકીભગની, સાતસમુદ્રચીરઆઇ૦
શ્રી મુજને ॥ ટેક ॥
કાલિંદી ત્રટ બિહરત ગિરિધર, સંગ સખિ મન ભાઇ;
બિનતિકરતકહતઅબનિજજન, છબિપરબલબલજાઇ. શ્રી. ૧



---

## પદ ૩ જું.

૮૩.

રાગ રામકલી.

શ્રી જમુનાજી,વ્રજમેં બેગ બુલાઓ,
છલબલભર્યોઅતહીંઅજ્ઞાની,કૃપાકરિરૂપદરસાઓ.વ્ર૦ટેક
આપ ભક્ત પ્રતિપાળ કહાઓ, ચરણ કમળ પરસાઓ;
કીજે કૃપા ભાનુકી તનયા, મોંયેં જલ પાન કરાઓ. વ્ર૦૧
શ્રી ગોવર્ધન શ્રી વૃંદાવન, તુમ ઢીગ બાસ બસાઓ;
નિજજનકું દરશન અબ દીજે, બિરહ તાપ મીટાઓ. વ્ર૦૨

---

## પદ ૪ થું.

૮૪.

નાથ કેસે ગજકો બંધ છુડાયો—એ રાગ.

જમુને તુમ જાનત હો ઘટ ઘટકી,
લાગી દરસ પરસ ચિત્ત ચટકી,
જમુને તુમ જાનત હો ઘટ ઘટકી. ટેક.
શ્રવન તપત વચનામૃત કારન, પ્રેમ સુધા રસ ગટકી;
દેહો વાસ ત્રટ નિકટ કુંજમે, આશહે અતર ઘટકી.જ૦૧
પરમાનંદ સ્વરૂપ કૃપા નિધિ, વો મૂરત મન અટકી;

પ્રેમ સુધારસ સીંચે અચાનક, જ્યોં દ્રુમ વેલી હે ત્રટકી. જ૦૨
બસન સુરંગ સાંવરી શ્રી જમુને, શ્યામ અલક રહી લટકી;
શ્યામગિરિતેંશ્યામભૂયંગની, દબરહીરવિતેંનસટકી. જ૦૩
તુમારી કૃપાતેંમૈયા શ્યામ મિલત હે, લીલા બંસી બટકી;
નિજજનકે પ્રભુકી સંયોગીન, પ્રિયે તુમનાગર નટકી. જ૦૪

---

# પદ ૫ મું.

૮૫.

રાગ—ઉપરનો.

જમુને મનમોહન ગુન સમુદાઈ, દીજે દરસ વિરહકું મિટાઈ,
જમુને મનમોહન ગુન સમુદાઈ. ટેક.
દાસ જાન પશુ તુલ્ય જીવકો, કરત કૃપાકી છાંઈ;
રસમાધુરશીતળ સાત્વિકગુણ, છબિબરનીનહિં જાઈ. જ૦૧
ભક્તિ મુક્તિકી દાતા પૂરણ, અધમન અઘ જું બહાઈ;
પુષ્ટિ ભક્તકું પુષ્ટિ સુધારસ, નંદ કિશોર ગહાઈ. જ૦૨
જો જન ધ્યાન ધરત હે તુમારો, તાકે દુઃખ મિટાઈ;
સકલ મનોરથ પૂરત છિનમે, કોટી તિમિરકું હટાઈ. જ૦૩
શેષ સહસ્ર મુખ પારન પાવેં, સો વેદ પુરાનન ગાઈ;
રસના એક કહાગુન ભાખું, તુમ જીવન મેરી માઈ. જ૦૪

ભક્તિ કરત જો તુમારી નિશદિન, શ્યામ સુંદર મન ભાઇ;
પ્રેમ પિયૂષ હ્રદે ઉમગત હે, લેહેર ચઢત હે અથાઇ. જ૦૫
પદ અંબુજ મધ્ય મન મધુકરકાં, રાખીએ લુબ્ધ લુભાઇ;
નિજજન વિનતિ કરત કર જોડિ, પ્રેરક મનકી સહાઇ. જ૦૬

---

## પદ ૬ ઠું.

૮૬.

રાગ ઉપરનો.

જમુને રટ દેહો તો યા વ્રજ રજકી,
પશુપંખીલતાઅનુછજકી, જમુનેરટદેહોતોયાવ્રજરજકી.
પરમ મનોહર ગિરિ પર્વતમે, લીલા સામગ્રી હે સજકી;
અતિ પુનીત જગમે વ્રંદાવન, ગોપવધૂ બાનજકી. જ૦૧
પ્રેમપુલાકતબહીરહ્યોહેપ્રવાહજયોં, જ્ઞાનઓધવમનભજકી;
ગુલ્મ લતા હે રહે વાસ્થલમેં, જોગ આપુનો તજકી. જ૦૨
બરસાનો રાવલ શ્રી રાધે જું કો, ક્રીડા શ્રી ગિરિધર ગજકી;
ગોકુલ માહા વન નંદ નંદનકો, બાલલીલા રસ ભજકી. જ૦૩
ભાગ્ય બડે તેં વ્રજરજ પઇએ, મુનિ મન મત વહાંલજકી;
નિજજનઆશનિકટત્રટકુંજકી, લીલાઅખંડજોવ્રજકી. જ૦૪

---

# પદ ૭ મું.

૮૭.

રાગ ઉપરનો.

જમુને વ્રજ વો રસ રૂપ બતાવો;
બસી બાસ હૃદયમેં જતાવો,
જમુને વ્રજ વો રસ રૂપ બતાવો. ટેક.
બટ વ્રંદાવનકી છાયા તર, વ્રંદાવનમેં વસાવો;
યોગ્ય અયોગ્ય કૃપા બલસમરથ,તુમરસમનકોરસાવો.જ૦૧
આદિ અખંડ હે અદ્યપિ લીલા, નેનનમેં દરસાવો;
શ્રીરાધારમણનેનનનિતનિરખું,ભક્તિસુધાબરષાવો.જ૦૨
શ્યામ સુંદરકી સાંવરી સુરતમેં, નિશ દિન મોં મન ભાવો;
જાચક હોઇજાચત હું ઇતની,ચિત્ત ઇત ઉતન ડુલાવો.જ૦૩
કુંજ નિકુંજ મધુર રસ લીલા, ધ્યાન મેરે મન લાવો;
પ્રેમ પૂરણ ઘટ છાયરહો તન, ઊરતેંકિતહૂન જાવો.જ૦૪
વ્રજ રજ કનિકા પ્રસાદ તો પાઉં, આપ કૃપા ચિત ચાહાવો;
નિજજનકહતકાજસબસરહીં,શ્રીજમુનેજમુનેમુખગાવો.જ૦

---

# શ્રી જમનાજીની ગરબી.

૮૮.

શ્રી ગોકુળચંદ્ર રમન મન હરણી,
હેરી શ્રી જમને મહારાણીરે;
શ્યામ સુંદર સંગ સાંવરી બિલસત,
સુંદર રતિ રસ દાની રે.શ્રી ગોકુળ ટેક.
ઉર પર શ્યામ અલક લટ સોહે,
મન હરણી સકુમારી રે;
ભૃકુટી કમાન અલક ઘુઘરારી,
પેહેરે કસુંબલ સારી રે. શ્રી ગોકુળ૦ ૧
ગુંથી હે બેની માંગ સવાંરી,
અર્ધ ચંદ્ર સુખકારી રે;
જીબ જીબી છેલ કડી કલંગી,
બિંદીસીંકા ભારી રે. શ્રી ગોકુળ૦ ૨
કરન ફૂલ લડ સોહત બેની,
શીશ ફૂલ છબિ ન્યારી રે;
મેઘ શ્યામ દોનુ જુગલ મનોહર,
કાંતિ કિરન ઉજીઆરી રે. શ્રી ગોકુળ૦ ૩
તિનમની હાર હમેલ સતલરી,

પીત કંચુકી ધ્વાડી રે;
કમલ માલ કમલ કર લીનો,
શત ગુન શોભા બાઢી રે. શ્રી ગોકુળ૦ ૪

કર ચૂરી ગજરા કંગન મેહેંદી,
મુંદડી બંદ પીછેલી રે;
પોંહોંચી હસ્ત ફૂલ કર ઝલકે,
મોહે સકલ સહેલી રે. શ્રી ગોકુળ૦ ૫

બાંહે બજોડા બેહેરખી સવાંરી,
લૂમ લટકન પર વારી રે;
કટિ કિંકણી ફોંદા લેંધા,
મોતી લરી બલદારી રે. શ્રી ગોકુળ૦ ૬

જુગલ ચરણમેં મહૌવર રંજીત,
નખ છબિ ચંદ્ર ઉજારી રે;
નેપુર પાયલ અણવટ બિછિયા,
ગજ ગવની પર બલિહારી રે. શ્રી ગોકુળ૦ ૭

નકવેસર ગજમોતી લલકેં,
ચિબુક અધર પરવાલી રે;
મૃગનેની અંજન આડ બિરાજત,
સુંદર પાટિ ઢાળી રે. શ્રી ગોકુળ૦ ૮

ખેવત નાવ પુલિન મધ્ય ધારા,
સંગ સખિ સબ સકુમારી રે;
કમલ ફિરાવત મધુપ ગુંજારત,
ફલ ફૂલ દ્રુમનકી ઝારી રે. શ્રી ગોકુળ૦ ૯
પરમ ગંભીર સિંધુ શીતલતા,
અતિ ચંચલ સુખ દેની રે;
ભક્તિ મુક્તિ કરિ દેત અભયતા,
ચઢાવે વૈકુંઠની શ્રેણી રે. શ્રી ગોકુળ૦ ૧૦
શૂક પીક મોર નચાવત ભાવત,
સંગ પિયા દિન રેની રે;
પદ અંબુજ રસ રૂપ માધુરી,
પાપ કાટની છેની રે. શ્રી ગોકુળ૦ ૧૧
કરત કૃપા નિજજનકોં પૂરન,
સકલ સિદ્ધ કરિ લેની રે;
નિશ દિન કેલિ કરત શ્રી વૃંદાવન,
સુંદર શ્યામ રીઝેની રે. શ્રી ગોકુળ૦ ૧૨

---

# શ્રી જમનાજીની ગજલ.

૮૯.

જમીન પર એક શ્રી જમુને, સો જક્ત ઉદ્ધારન કારણ હે;
અધમ અઘસે હેજસેં તરતા, સો ભવકા દુઃખહારન હે. જ૦૧
પ્રગટ હુઇ સૂર્ય મંડલસેં, રહી કલિંદ પર્વતમેં;
ઉંહાંસે વેહે ચલી ધારા, કિયા વ્રજ દેશ મનપ્યારા. જ૦૨
ઉઠી લેહેરો ઉમગ જલદી, ઉંહાંકા વેગ હે ભારી;
રૂકી નહિં સાત સાગરસેં, વે મોહન પ્રાણકી પ્યારી. જ૦૩
કિયા સ્થિર બાસ મથુરામેં, શ્રી ગોકુળ ગામ મન ભાયા;
ઉંહાં વ્રજચંદ્ર બસતેહેં, સો વૃંદાવનમેં સુખ પાયા. જ૦૪
કરત હે રાસ મનમોહંન, ઉહી રસ રંગકી દાતા;
રહે જો ભક્ત શરણોમેં, ઉનોંકે સૂખકી શાતા. જ૦૫
દિખા ગુલજાર વ્રજ સારા, ઉસીકા ધ્યાન દિલ પ્યારા;
ઉહાંસે શ્યામ નાહે ન્યારા, સો મોહન નેનકા તારા. જ૦૬
મુજે યહ ચાહ રટ એસી, લેકિન મુરહાં પપૈએસી;
ઉસિમે સક્ત નહિ કિસ્મત, કહૈ નિજજન કૃપા જેસી. જ૦૭

---

# હીંડોરાનાં કીર્તન.

## કીર્તન ૧ લું.

૯૦.

રાગ રાયસો.

ચલોરી ઝુંડન સબ ગોપિકા, ઝૂલત જુગલ કિશોર;
કદમકી ડાર હિંડોરના, બોલત હે પિક મોર. ચલોરી૦ ૧
શ્રી બિંદાબિનકી સઘનમે, રેસમ લાગી હે ડોર;
પટુલિ હેમ જરાવકી, મચકી લેત હે જોર. ચલોરી૦ ૨
લલિતા બિશાખાદેં ઝોટકા, સઘન લતનકી ઓર;
રાગ મલાર સુહાવનો, ગાવત હે તિંહીં ઠોર. ચલોરી૦ ૩
બીના ઝાંઝ મૃદંગસોં, બાજત બાજે બહોર;
ઝુક ઝુક ઝૂલત દોઉ મિલી, ફરકેં પિછોરન છોર. ચલોરી૦ ૪
ચમકત ચપલા ચપલ ભઇ, ચપલ નેનકી હેં કોર;
યહ સુખકે હિત કારને, निजजन આવત દોર. ચલોરી૦ ૫

## કીર્તન ૨ જું.

૯૧.

રાગ માલવ.

ઝુલત રંગ હીંડોરે રંગભર રાધા મોહન ગોપ વધુ સંગ;
દામિનીશીદમકતચહુંદિશાતેંમધ્યેજલદઘનશ્યામસુંદર
અંગ. ૧

શ્યામઘટાચઢીહેજુંભુવનપરચમકતચપલાઅધિકઅરૂણરંગ
ઈંદ્ર ધનુષ માનો ચહું દીશ છાયોતા મધછિપિકેરહ્યોહેપનંગ.૨
ઉડગનપતિ મધ્ય સારંગ અલિસુત કુંડપ્રવાલકમાનઅનંગ;
તહાંખેંમટ મનહરત મદન બસ પ્રેમ પ્રવાહબહ્યોહે ઉમંગ.૩
શ્રી રાધે રસ રંગ રંગીલી લલિત રંગીલો લાલ ત્રિભંગ;
બિહરતયહરસ નિજજનકે હિત ગાવત નિર્તતતાનતરંગ.૪

---

## કીર્તન ૩ જું.

### સોરઠ મલ્હાર.

૯૨.

રાગ—શ્યામ સુનોહો નેહેરે આયોરી મેહ—એ રાગ.

શ્યામ ચલો સંગ ઝૂલીએ જુગલ કિશોર,
શ્રીવૃંદાવનકીસઘનકુંજમેરચિહેહિંડોરનાડોર.શ્યામ૦ટેક.
દ્રુમ અરૂ વેલી અધિક હરિયારી બોલત દાદુર મોર,
પિયા શિર સોહે હર્યો ટિપારો મલ્લકાછ પીછોર. શ્યામ૦ ૧
દોહેરે કતરા જુગત મનોહર મોર શિખા છબિ જોર,
કુંડલ શિશ ફૂલ કલંગી બંક દગનકી કોર. શ્યામ૦ ૨
ઝુક ઝુક ઝૂલત અંગ અંગ ફૂલત પ્યારી લેત અકોર,
ઝુંડન ઝુંડન સકલ ગોપિકા ગાવત હે કલ ઘોર. શ્યામ૦ ૩

બાજત તાલ મૃદંગ સારંગી ઘન ગરજત ચહું ઓર,
હરિ ભૂમિ અધિક હરિયારી નિજજનકે ચિત્ત ચોર. શ્યામ૦ ૪

## કીર્ત્તન ૪ થું.

૯૩.

રાગ જેજેવંતી.

આજતો હીં ડોરે ઝૂલે, જમુના નીકટરી, માઇ (બેવાર)ટેક.
રાધા માધો સંગ ઝૂલે, વ્રજ વધૂ અંગ ફૂલે,
રમકત પ્રિયે પ્યારી, પ્રિયે ભૂજ લીપટરી. માઇ આજ૦૧
ચહું ઓર કામિની ઠાડી, ઘન દામની શોભા બાઢી,
પેહેરે પંચરંગી સાડી, બરનોં કાહા લટકરી. માઇ આજ૦૨
ધરની વિચિત્ર માનો, હરિત અરૂણ જાનો,
શોભા અતિશે પ્રમાનો, મનુજ લપટરી. માઇ આજ૦૩
ગરજત ઘન ઘટા, ચમકત વીજ છટા,
નાચત હે મોર નટા, તેસેહીં વીટપરી. માઇ આજ૦૪
તેસેહીં ચાતૃક કીર, બોલત શ્રી જમુના તીર,
દેખત છૂટત ધીર, મુકુટ લટકરી. માઇ આજ૦૫
કોકિલા બોલત કારી, ગાવત હે વ્રજનારી,
નિજજન બલિહારી, નેનન મટકરી. માઇ આજ૦૬

# કીર્ત્તન ૫ મું.

૯૪.

રાગ માલ્લવ.

ઝૂલ્લત શ્યામાશ્યામ હિંડોરે, ઝોટા લેત તૃન તોરેરી; ટેક.
લલિતા વિશાખા ઝુલવત ઠાડી, નિરખ રહી દગ કોરેરી;
તેસેંહીં ઘન અરૂ દામિની કોંનૃત ચહું દિશ પવન ઝકોરેરી.૧
હરિત ભૂમિ લાગત અતિ સુંદર, જમુના નીર હીંલોરેરી;
દાદુર કીર કોકીલ સુખ કુંજત, તેસેંહીં નાચત મોરેરી.૨
રમકત પ્રિયે ઉર લાગત ભામિની, લેત શ્યામહીં અંકોરેરી;
માલવ રાગ સરસ સુર ગાવત, ઘન બરખત ચહું ઓરેરી.૩
ઓર સખી મુખચંદ્ર નિરખ રહી, જેસે ચંદ્ર ચકોરેરી;
યાહી રસ બિલસો નિશ વાસર, निजजनके ચિત્ત ચોરેરી.૪

---

# રથજાત્રાના પદ.

૯૫.

રાગ મલ્લાર.

દેખો માઈ રથ બેઠે શ્રી નંદલાલ;
સંગ રાજત ભૃખુભાનનંદની, ચંમર કરત વ્રજબાલ. દેખો ટેક
ગરજત ગગન ચહું દિશ છાંયે, ચમકત વીજ રસાલ;
હરિતભૂમિ સઘન બનમહિયાં, પ્રફુલિત તાલ તમાલ. દેખો૦૧

ચલત તુરંગદેખતચિતઅટક્યો,સિંગારવિવિધઅરૂચાલ;
ગાવત રાગ મલાર સુહાવનો,ઝાંઝ મૃદંગ સુરતાલ. દેખો૦૨
શ્વેત કુલેહ પીછોરા સાજ સબ, ઔર કમલ બનમાલ;
નેંનિ નેંનિ બુંદ સુહાવનલાગત,નિજજનકેપ્રતિપાલ. દેખો૦૩

---

૯૬.

રાગ મલાર.

ઉઢાય લેહો શ્યામ મોહે કામરકારી;
લેહો લગાય હૃદયસોં પ્યારે ડરપતહોં જિયે ભારી. ઉઢા૦૧
મેઘ ઘટા કારી ઝુક આઇ ચમકત હે ચપલારી;
નેંનિંનેંનિંબરખેફુંહારસુહાઇભીંજગઈતન સારી. ઉઢા૦૨
દાદુર મોર બપૈયા બોલત કોયલ બોલત ન્યારી;
ઝિલિગન ઝિંગુર ઝનકારત ફુલ રહી હરિયારી. ઉઢા૦૩
યહ સુનિ કંઠ લગાઈ પ્યારી શ્રી મુખ રહેહેં નિહારી;
નિજજન પ્રભુને ઉઢાઇકમરિયાંરીઝરહેબનવારી. ઉઢા૦૪

---

# દાનલીલાના પદ.

૯૭.

રાગ બિલાવલ.

મનમેં મોહન ધ્યાન દહ્યો બેચત વ્રજનારી. ટેક.
જોબનકે ઉન્મત્ત બદન છબિ ચંદ ઉજીઆરી,
રૂપ માહા ગુન આગરી, નેનન ખંજન લીન;
ભૃકુટી કામ કમાનસી સોં, રતિ પતિ હોત આધિન,
દહ્યો બેચત વ્રજનારી. મનમેં૦ ૧

મગ મિલે સુંદર શ્યામ સખીન મન હરખ બઢાયો,
મદન કોટિ અભિરામ સાજ સજી રતિપતિ આયો,
અંચલતેં મુખ ઢાંકિકે, તબ બોલી વ્રજનાર;
ક્યોં રોકત મગ સાંવરે હો, બનમેં હોત અવાર,
લડેંતે જાન દો. મનમેં૦ ૨

તબ બોલે ઘન શ્યામ સુનો તુમ સબ વ્રજનારી,
વ્રજમેં મેરો રાજ કરત બનકી રખવારી,
યા મગ નિત તુમ જાત હો, દાન હમારો માર;
લેખો લેહું સબ આજહીં હો, હોં વ્રજરાજ કુમાર,
દહ્યો બેચત વ્રજનારી. મનમેં૦ ૩

તબ બોલી વ્રજનાર સુનો તુમ કુંજ બિહારી,
તુમ હો તરૂન કિશોર તરૂન હે હમ સબ નારી,
બાત બની અનુગત યહે, દેખત મેં બિપરીત;
ઘર ગુરૂજન ડર બોહોત હે, સો પ્રગટ હોયગી પ્રીત,
લડેંતે જાન દો. મનમેં૦ ૪

તબ હરિ કહ્યો મુસિકાય સુનો બાલા સકુમારી,
તુમ આગે હમ દીન મીન આતુર દગ ચારી,
ચાત્રકકોં ઘનકી તૃષા, ભુવ જલતેં નવ જાય;
ચંદ ચકોરન સ્નેહ હે સો, પીબત અમી અઘાય,
દહ્યો બેચત વ્રજનારી. મનમે૦ ૫

બંક ભ્રોંહ દગ જોર સખી તબહીં સબ બોલી,
લંગર ઢીઠ કિશોર કહત કા લજ્જા ખોલી,
સકુચત નહિં મન સાંવરે, બડે ભૂપકે પત;
માંખન ખાયો ચોરકે હો દધિ અબ લેત હો ધૂત,
લડેંતે જાન દો. મનમેં૦ ૬

નટવર નંદ કિશોર કહત સુન ગ્વાલ ગમારિ,
તુમ કાહા જાનો ભેદ અહો દધિ બેચન વારી,

તીન લોક જગ જાનહીં, સ્વર્ગ મૃત્યુ પાતાલ;
ભૂમિ દુઃખીત અતિ જાનકે હો,જન્મ લિયો તતકાલ,
દહ્યો બેચત વ્રજનારી. મનમે૦ ૭.

બોલી ત્રિય તિંહીવાર અહો વ્રજપતિ સુખ રાસી,
નાગર નંદ કુમાર જગત કરી હેં ઉપહાંસી,
જલસુત રીત જ્યું દેખીએ, જલમેં રહત ઓર દૂર;
પ્રીત તાંહિ તેં પેખીએ હો, ગુપ્ત રહત રસ પૂર,
લડેંતે જાન દો. મનમેં૦ ૮

અગ્નિ ઢિગ નવનીત મીત શીતલ કયોં હોઈ,
યહ નાહિન વીપરીત પ્રગટ જગ જાણે સોઈ,
પાનન બીડી ખાયકેં, કેસેં રંગ છિપાય;
પ્રીત પરેખોં નેનતેંસોં, મૃગ મદ બાસ ન જાય,
દહ્યો બેચત વ્રજનારી. મનમે૦ ૯

સુની મોહન મુખ બેન ગ્વાલિ ઉઠી કંઠ બાઝી,
ચંચલ આતુર નેન કામકી અતિ રતિ ચાઢી,
મોંહન ભેદ જતાયકે, ઠાડી રહી મુસિ કાય;
આપુસમેં શંકા કરે હો, મુખતેં નાહિં કહાય,
લડેંતે જાન દો. મનમેં૦ ૧૦

મોહન નંદ કિશોર રૂચિ સબકી પેંહેંચાની,
બંસી બાંધી ફેંટ લઈ કર શીશ મથાની,
અંતર જામી સાંવરે, સમજ ગયે રસ બાત;
ગોરસ ચાખ્યો પ્રેમશું હો, પરસે કોમલ ગાત,
દહ્યો બેચત વ્રજનારી. મનમેં૦ ૧૧

કીને પૂરન કામ લાલ નવલ વ્રજનારી,
ક્રીડત સુંદર શ્યામ સદા રસ મત્ત બિહારી,
ગોરસ મિષ સબ રસ લિયો, રસ બસ કરિ ઘનશ્યામ;
નિજજન મન આનંદ બઢયો હો, પ્રેમ વિબસ ભઇ વામ,
છોડેંતે જાન દો. મનમેં૦ ૧૨

---

## દાનલીલાનું પદ બીજું.

૯૮.

રાગ—બિલાવલ.

વ્રજ વૃંદા વિપુનમેં હો ઠાડે શ્રી નંદલાલ,
નટવર ભેખ બનાઇઓ,
લાલા સોહે સખા સંગ ગ્વાલ. મોહન લાડિલે૦ ૧
ઇત નીકસી વ્રજ નાગરી હો શિરપેં દધિકે માટ,
આવત ચલિ ગુન આગરી,

મનમોહન રોકી હે બાટ. મોહન લાડિલે૦ ૨
કૂદી કદંબ બટ વૃક્ષતેં હો આયે જુવતિન પાસ,
નેન સેંનતેં ચિતવની લાલા,
તે સોહીં મુખ મૃદુ હાસ, મોહન લાડલે૦ ૩
કર પાલ્લવ ગ્રહીકેં કહ્યો હો જાત કાંહાં વ્રજનાર,
દાન દેહો રૂચ માનિકે,
પ્યારી શ્રી ભૃખુભાન કુમાર, હો નવ નાગરી૦ ૪
અહો લડેતેં નંદકે હો કરત કાહા વિપરીત,
દાન સુન્યો નાહં કાનસું,
તુમ શીખે અનોખી રીત, મોહન લાડલે૦ ૫
હમ જું નવલ તુમ નવલ હો હો નવલ નેહ રસ રીત,
નવલ દાન હમ લેત હે,
સો તો પ્રગટી હે પૂરણ પ્રીત, હો નવ નાગરી૦ ૬
દધિ ગોરસકો દાન નયે હો કબ લિયો વ્રજરાજ;
યેહી અટપટી બાંન હે,
તોહે કહત ન આવે લાજ, મોહન લાડિલે૦ ૭
મુખતે બોલ સંમાલિકે હો જોબન માતી હો ગ્વાલ;
લે ગોરસ ઉનમત્ત ફીરો,
તુમ કયોં બનમે વ્રજનાર, હો નવ નાગરી૦ ૮

એરે કઠીણ આહીર કેહો, બોલત બોલ નિશંક;
કંસ નૃપત સુની પાએ હે,
લાલ ભૂલી હો ચિતવની બંક, મોહન લાડિલે૦ ૯
નાહીંન ડર મોહે કંસકો હો મારૂંગો એકહીં વાર;
ઉલટ પુલટ મથુરા કર્યો,
પ્યારી હોં વ્રજ રાજકુમાર, હો નવ નાગરી૦ ૧૦
ઓઢનહારે કાંમરી હો, પીવનહાંરે છાસ;
ગાય ગ્વાલકે સંગ ફિરો,
લેહો કેસેં મધુપુરી રાજ, મોહન લાડિલે૦ ૧૧
નિર્ગુન તેં સહ ગુન ભયો હોં છોડ દિયો નિજ ધામ;
ગોપ ભેખ તુમ કારણે,
નંદ નંદ ધરાયો નામ, હો નવ નાગરી૦ ૧૨
સાંજ ભઈ બનકે વિષે હો જાન દેહો નંદલાલ;
મોંય ગુરૂજન સબ હસે,
લાલ દધિ લેઓહુ કાલ, મોહન લાડિલે૦ ૧૩
સુન હો સુતા ભૃખુભાનકી હો કેસે ધિરજ ધરાય;
સ્વાંતી બુંદ મુખ પાયકે,
ચાતૃકપેં નાંહીં રહાય, હો નવ નાગરી૦ ૧૪
નેહ નેનમેં રાખીએ હો, પ્રગટ પ્રવાહ વહિ જાય;

જ્યોં મેં હાંકે પાંતમે પ્યારે,
લાલી રહે છીપાય, મોહન લાડિલે૦ ૧૫
સુન સુંદર સુકુમારિકા હો, જલ બિન તફડત મીન;
પ્રીત છિપાઈ ના છિપે,
યહ આતુર દો દગ દીન, હો નવ નાગરી૦ ૧૬
પ્રીત પ્રગટ જગ જાનહીં હો, કઠીણ હે ગુરૂજન ત્રાસ;
તુમ તો હો ચતુર શિરોમણિ,
યહ જગત કરત ઉપહાસ, મોહન લાડિલે૦ ૧૭
સુન હો શિરોમણિ લાડલી હો ચાતૃક જલ ધર આશ;
અલિસુત જલ સુતમેં બક્યો,
સો તો લેકર જાત સુવાસ, હો નવ નાગરી૦ ૧૮
છેલ છીંકનિયા નંદકે હો, બાલકપન દેહો છાંડ;
રીત બડેનકી લીજિયે,
કીજે મૈયાકે સનમુખ લાડ, મોહન લાડિલે૦ ૧૦
કાહા શીખવત મોંય ગ્વાલિની હો તુમસીં હે લખચાર;
ગોબરહારી બાબા નંદકી,
સો તો ગિનત ન આવે પાર, હો નવ નાગરી૦ ૨૦
ચતુર શિરોમણિ સાંવરે હો, લીજે ગોરસ દાન;
પ્રાણજીવન ધન લાડિલે,

તુમ બિન સુજત નહિ આન,     મોહન લાડિલે૦ ૨૧
કંચન કળશ ગોરસ ભરે હો, શ્રી હસ્ત લિયે ઉતાર;
ગોરસ મિષ સબ રસ લિયો,
સો તો કરિ કરિ અતિ મનુહાર, હો નવ નાગરી૦ ૨૨
પ્રેમ વિબસ ભઇ ગ્વાલિની હો, તનકી સુધ બિસરાય;
કરત પરસ વિહ્વલ ભઇ,
સો તો નિજજન બલ બલ જાય,    મોહન લાડિલે૦ ૨૩

---

## દાન લીલાનું પદ ત્રીજું.

૯૮.

રાગ—બિલાવલ.

અહો પ્યારે નંદમેહેરકે લાડિલે,સબ ગ્વાલન બોલત ટેરહો;
આવો સખા સબ દોરિકે, ઓર ગ્વાલિની રાખો ઘેર હો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો. ટેક.
ચંદન હે મૃગ લોચની, મધ્ય શ્રી રાધે સકુમાર હો;
ગ્રહતેં લડેંતી સંગ ચલી, શોભિત નવલ સિંગાર હો,
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો. ૧
અહોપ્યારીકેસોપરસ્પરકરગ્રહે,ઓરશીશગોરસકો માંટહો

કર લકુટી લે સાંવરો, ઓર રોકી વ્રજ વધુ બાટ હો,
અહો પ્યારી રસિક શિરોમણિ જાન દો,
હમ કયોં રોકત મગ માંય હો. ટેક.
અહોપ્યારીઅબકેસેંમગજાઓગેબિનદિયેજોહમારોદાનહો
પ્યારી નિત હમતેં બચિ જાત હો, આજ લેહુ મન માન;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો. ૨
અહોપ્યારેબાતઅચપલીકરતહો,લાલાકેસોમાંગતદાનહો;
અહો પ્યારે ગેલ છોડ ઠાડે રહો, છાંડો અટપટી બાંન;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોંરોકતમગમાંયહો. ૩
અહોપ્યારીરસીકશિરોમણિલાડિલી,દેહોસબગોરસકોદાન
પ્યારીબહુતદિનાસબબચિગઇ તાતેંઆજલેહુંમનમાનહો
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો. ૪
પ્યારે નેન સેન દે સાંવરે,ઓર કાહા ચિતવત દગ જોર હો;
પ્યારે એક ટક પલક ન લગત હે, ઓર જેસે ચંદ્ર ચકોરહો;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોંરોકતમગમાંયહો. ૫
અહોપ્યારીરસરસીલીનાગરી,ઓરચતુર સખિનકોસાથહો
પ્યારી નવ ગોરસકે માંહે સો દેહો હમારે હાથ હો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો. ૬

અહોપ્યારેઅચરાપકડકરઠાડેરહોઓરનેકનહિંસકુચાતહે
પ્યારે પ્રીત રીત જાનો નહિં, લાલ માનો નહિં એકબાતહો;
પ્યારે રસિક શિરોમણિ જાનદે,હમકયોં રોકત મગમાંયહો.૭
અહોપ્યારીનહિંમાનેતોકયાભયો, વેતુમહીંમાનોબાતહો;
પ્યારી દેહો દાન સુખ માધુરી, મેરો કાહે જીય તરસાતહો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો. ૮
અહો પ્યારેકાહારસબસ સમજન લગે, લાલપીવનવારે
છાછ હો;
પ્યારેકારીકામરીઆંમનબસી,ઓરકાહાહમસોંઇતરાતહો;
પ્યારેરસિક શિરોમણિજાનદો.હમકયોં રોકતમગમાંયહો.૯
અહોપ્યારીકાહા મદમાતી ગ્વાલની મુખ બોલો વચન
સંભાલ હો;
પ્યારી લૂટ લેઊંગો નાગરી, તબ કાહા પેહો તુમ સાર હો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો.૧૦
અહોપ્યારેલંગરનટનાગરબને, પ્યારેવેદીનગયેસબભૂલહો
પ્યારેઘરઘર માંખણ ચોરતેં, અબ કોનહેતુમસમતૂલહો;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોંરોકતમગમાંયહો. ૧૧
પ્યારી જો નહિં દાન ચુકાય હો, તો ફોડું ગોરસ માંટ હો;
પ્યારી સબ ગોરસ ઢરકાયહો,નહિં ચલન દેહુંવનવાટહો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધારહો.૧૨

અહોપ્યારેયહભૂખુભાનકુમારિહેકછુગાયબજાયરીઝાયહો;
પ્ય.રે યહ કરૂણામય લાડિલી, તોય દેહે દાન ચુકાયહો;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોંરોકતમગમાંયહો.૧૩
અહો પ્યારી હમ નાગર જબ નાચહે,પ્યારી તુમકરતાલ
બજાય હો;
પ્યારી બેનુ બજાય રીઝાય હો, રસ ગોરસ દાનચુકાયહો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આ ધારહો.૧૪
અહો પ્યારે મનમેં મનોરથ કરતહો લાલા ચાહત ચિત્ત
કહું ઓરહો;
પ્યારે બાટ ઘાટ રોકત ફિરો, લાલા નાગરનંદ કીશોરહો;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોં રોકતમગમાંયહો.૧૫
અહોપ્યારીજાકેમનમેંજોબસે, ઓરસોજાનતજિયબાતહો;
હમ મનકી સબ જાનિકે, જિય કાહેકું તરસાત હો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ અધાર હો.૧૬
અહોપ્યારેગ્રહેગુરૂજનકીલાજહેપ્યારેપ્રગટહોએરસરીતહો
પ્યારે પ્રીત હિયેમેં રાખીએ, તો અતિ રસ બાઢે પ્રીત હો;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોં રોકતમગમાંય હો.૧૭
અહો પ્યારી પ્રીત દુરાઇ ના દુરે, ઓર પ્રગટનેનદરસાયહો;
પ્યારીતુમતજશ્રીનવનાગરી,મેરોચિત્તકહું અનતનજાયહો
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો.૧૮

અહોપ્યારેસાંજભઇબિનસાંવરેમોંયકાહાકહિહેભૂખુભાનહો
પ્યારેકોઉયહબનમેં આયકેં, ઔરદેખેઅનુપમ બાંન હો;
પ્યારેરસિકાશરોમણિજાનદો,હમકયોંરોકતમગમાંય હો.૧૯
અહો પ્યારી યહ બંસીબટગિરિતરૂ,સોહેમેરોનિજરૂપહો;
પ્યારી તુમપદરજ પ્રતાપતેં, યહનિરખત લીલાઅનુપહો;
રસ રૂપનાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધાર હો.૨૦
અહોપ્યારેલેહોદાનસુખમાનિકેઔરદેહોઅધરરસપાનહો;
પ્યારે પય ઔટાય ઝમાઇયો, ઔરતુમહિતજીવનપ્રાણહો;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોંરોકતમગમાંયહો.૨૧
અહો પ્યારી શ્રી વૃંદાવંનકુંજ હેજહાં સબ સુખ નવલ વિલાસહો;
પ્યારી રસ બસ કરિનવનાગરી, સુખ નેનસેનમૃદુહાસહો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધારહો.૨૨
અહોપ્યારેસબસિંગારસીથલભયો મેરીદેહોમાંગસવાંરહો;
પ્યારેગોરસમિષસબરસલિયો, મેરો કોમલતન સકુમારહો;
પ્યારેરસિકશિરોમણિજાનદો,હમકયોંરોકતમગમાંયહો.૨૩
અહો પ્યારીતું રસ હાસ વિલાસ તજ મેરો ચિત્ત નહિ અનત અઘાય હો।
પ્યારીયહરસનેહ વિલાસપેં, નિજજન બાલહારી જાય હો;
રસ રૂપ નાગરી દાન દે, પ્યારી કિરત પ્રાણ આધારહો.૨૪

# દાન લીલાનું પદ ચોથું.

૧૦૦.

## રાગ ભેરવી.

દેખો દેખો ઘનશ્યામ સબ રોકી વ્રજભામ ટેક.
રાજ કરત વ્રજરાજ લડેંતે,
નીશ દીન તુમેરો યેહી કામ. દેખો દેખો૦ ૧
રસ ગોરસ બિન જાન નદેહોં,
લલિત ત્રિભંગી હે મેરો નામ. દેખો દેખો૦ ૨
જહીં તહીં યહ બિધ રોકત ટોકત,
વાટ ઘાટ ગોચારન ઠામ. દેખો દેખો૦ ૩
ચંદ્રમુખી તુમ નારિ નવેલી,
નેક કદંમ તર લેહો વિશ્રામ. દેખો દેખો૦ ૪
મદનમોહન પિય રસિક શિરોમણિ,
નિજજનકે પ્રભુ સબ સુખ ધામ. દેખો દેખો૦ ૫

---

# દાનલીલાની ઠુમરી.

૧૦૧.

## ઠુમરી–રાગ ભૂપાલી.

વીનતિ કુંવર કિશોરી મેરી માંન માંન માંન–એ રાગ.
રોકી મગ ઠાડે રહેં ચતુર સુજાન, પ્યારે રસિક સુજાન;
અબ દે દે દાન પ્યારી, કાહે કરત ગુમાન. ॥ ટેક ॥
ચટકી લાગી મોહે પ્યારી, મટકી ફેરૂં આન, (બેવાર)
અબભેદેનૈંનબાનપ્યારી,તુંહીંજીવનપ્રાન.અબદેદેદાન૦૧
અટકી ઘુંઘટ પટકી પ્યારી, મોહે રહી તાન;
અંબકે દે દે દાન નાહીં,પ્યારી બેન સુન કાન અબ દે દેદાન૦૨
હઠકી તેરી બાંન પ્યારી, ખટકી દિલમેં જાન;
અબ દે દે નિજજન જીવંનદાનમનમાન. અબદેદેદાન૦૩

---

## ઠુમરી બીજી

૧૦૨.

જાને દે લોભી લંગર લબાર માંખન ચોર,
લબાર માંખન ચોર લબાર માંખન ચોર;
જાને દે લોભી લંગર લબાર માંખન ચોર,
કોનપેં હુકમ લાએ નંદકે કિશોર જાને દે લોભી૦ ટેક.

રોકો બંન વ્હાલા પ્યારે રાખો મંનમેં જોર,
અબ આએ આધી રાત લાલા તાત લાએ દોર. જાન૦ ૧
માંગત હો દાન કાહાના ચાહત હો ઓર,
અબ સમજી તેરે દિલકી બાત બૈંયાં મેરી છોર. જાન૦ ૨
હઠકે ઝટકે માંનત ના રહત નીહોર,
નિજજનકે જીવન જાને દીજે સાંકડી હે ખોર. જાન૦ ૩

---

## સાંઝીનાં કિરતન

૧૦૩.

રાગ ગોડી.

કિરત કુંવરી સુઘર સયાની શ્યામ સુંદરકે બસિ તું નેન;
વે બનવારી પધારે પ્યારી મોંહી પઠાઇ તોહે લેન. ૧
ગુનકી રાશ રૂપકી સીમા તો સમ ત્રિભુવન દૂજી હેન;
એક રોમ રંભ રતિ વારોં રૂપ અનુપ કહો કાહા બેન. ૨
બિરાજતશ્રીવ્રજચંદ્રચકોરીનવનિકુંજએરીવૃંદાબનેન;
અહોઅલબેલીનવેલીતુંબાલા,બેગહંસગતિચાલચલેન. ૩
રૂપ સરોવર શ્યામ સહેલી, લલિ બચન તું મોતી ચુગેન;
હે મૃગનેની મનોહર રાધે, વે ગાવત કલ નાદ સુનેન. ૪

કમલકલીસીતું બિકસરહેગી, મનમોહનજબઆપહસેન;
નંદકુમાર રવિસમ રાજત, છબિનિરખતમુરઝાનોમેન. ૫
તું નવ રસ શોભાકી સરિતા, મદન સિંધુ નંદ નંદન એન;
પ્રેમલેહેરીજોબનઝલમલતા, સુરાતસમાગમમિલરસચેન. ૬
અતિહી પ્રસન ભઇ પ્યારી કહી, મૈયાસોં મિષ કોનકરેન;
મેં તો પરમ પ્રવીન ભટૂરી, સમ જાવું સુંદર બાતેન. ૭
કિરતિ નવસત સાજ સિંગારી, ચિબુક પરસ રહી હાથેન;
કહ્યો લાડિલી બેગહીં એૈયો, ફુલ બીન ભરો સાંઝી સુચેન. ૮
મનમુસકતતનપુલકરંગીલી, ચલીઆતુરગજગમનિગેન;
જાય મીલીપ્રિયપ્રાણપ્યારી, સખિયનદેતપરસ્પરસેંન. ૯
ફુલહીં તોરત છબીસોંરંગીલી, બાતનહીં રસ ઠાનત ઠેન;
જાઈ જૂઈ કેતકી કેવરો, મોગરો કુંદી કુંદ કરેન. ૧૦
ચંપ કલી ચંપેલી નિવારો, બેલી ગુલાબ સુવાસ ભરેન;
ઉતતેઉમગચલીસબસખિયાં, સુંદરદાલયાહાથધરેન. ૧૧
લલિતા ચંપક લતા વિશાખા, ચંદ્રભગા વ્રજમંગલમેન;
કુમુદા કૃષ્ણા રસિકા રત્ના, હીરા મુક્તા નીલા નેન. ૧૨
ચંદ્રનેના ચંદ્રાવલી ચતુરા, રાધા શ્યામા પરમ પ્રવીન;
રતિરસ બીલ સબદન શ્રમ બિંદુ જુગ શશિ શોભિત
મોતીલરેન;

ગાવે રીઝાવે તાન સુનાવે,
ભૃકુટી નચાય ચિત્ત હર ગયો રે. બસુરીઆ. ૧
જાદુકા જાદુ ટોના કા ટોના,
અંગસેં અંગ રસ ભર ગયો રે. બસુરીઆં. ૨
નિજજનકે પ્રભુ નટ નાગરસોં,
મિલ સર્વસ દુઃખ ટર ગયો રે. બસુરીઆં. ૩

---

## ઠુમરી.

૧૬૫.

આજ દધિ બેચન મે ન જાઊંગી—એ રાગ.

ગેલ ચલત મોહે અટક રાખી, મોરી બૈંયાં મરોરી રે;
પ્યારે—શ્યામે—આજ—મોરી બૈંયાં મરોરી રે. ટેક.
બૈંયાં મરોરિ મેરો મન બસ કર લીઓ,
લાજ તનક સમ તોરી મોરી આલી. મોરી. ૧
અચરા ઉલટ મેરી કંચુકીહુ ફાર ડારી,
ગલ મોતીઅન લર તોરી મોરી આલી. મોરી. ૨
નટત હટત નહિં રંચક માંનત નહિં,
નિજજન પ્રભુ રંગ બોરી મોરી આલી. મોરી. ૩

---

# ઠુમરી.

૧૬૬.

કંગનવા મોરા કરસેં સરક ગયોરે—એ રાગ.

શ્રવન રસ બતીઆં સુનાય ગયો રે,(બે વાર) ટેક.
ઉલટ સુલટ બતીયન સમજાવેં,
નેનોંકી સેનમેં બરાય ગયો રે. શ્રવન. ૧
કુંજ સઘન બન ડોલે અકેલો,
અંગસું શ્રી અંગ મિલાય ગયો રે. શ્રવન. ૨
નિજજન રસ બસ કરી ઊર અંતર,
શ્યામ સનેહી લલચાય ગયો રે. શ્રવન. ૩

---

૧૬૭.

રાગ સોરઠ બિલાવલ.

માઇ મેરો બરજ્યો ન માનત
એસોરે હઠીલો તેરો કુંવર કાંહાંન—એ રાગ.
હો મારી મોહે નેનોકી કટારી શ્યામ,
સેનોમેં ઘાયલ કર ડારી રે,
હો મારી મોહે નેનોકી કટારી શ્યામ. ટેક.
ચલત ડગર મોહે ગેલહુ ન સૂઝે શ્યામ,

બન ગઈ મોહોં મતબારી રે. હો મારી. ૧
એક ઘન ઘોર તામેં રેન હે અંધિયારી શ્યામ,
ડરહુ લગે મોહે ભારી રે. હો મારી. ૨
પલ છિન તુમ બિન કલ ના પરત શ્યામ,
તન મન સુરત બિસારી રે. હો મારી. ૩
નિશ દીન પ્યારે મેરે નેનમેં બરસે હો શ્યામ,
નિજજનકે સુખકારી રે. હો મારી. ૪

---

૧૬૮.

રાગ ભેરવીની ઠુમરી.

સુરત મોરે સાંવરી દિલમે,
રહી મોરે સાંવરી દિલમે,
બસી મોરે સાંવરી દિલમે.

કહું કિનસેં મેં દિલ્લકી, મિલાવે કોન નટવરસેં,
હો મુરલી વારે કનૈયેસેં, સુરત મોરે સાંવરી દિલમેં. ટેક.
ગજબ નૈનોંકી બરછીમૈં લિયા ચિત્ત ચોરકે પલમેં,
સખીમેહેબૂબપ્યારેકીઅજબઅખિયાંમેંરસબરસેં.સુરત.૧
ચરન નિજ દાસીકી દાસી અરજ મેરી સુન લેહો છિનમેં,
રખો અબ ટેક મૌ મનકી કહું દિલ્લના મૈંરાં હરસેં.સુરત.૨

---

૧૬૯.

રાગ કાલિંગડો.

ચેહેન બિના પિયે ચેહેન બિના સબ રેન ગઈ. ટેક.

મદન મોહન બાનક છબિ ઓરે,
કોન મિલી પિયે કોન મિલિ સકુમાર નઇ. ચેહેન. ૧
ઉઠતહીં ભોર મદન રસ માતે,
આયે અચાનક આયે અચાનક બાંય ગઇ. ચેહેન. ૨
મન કછુ ઓર બતાવત ઓરેં,
સુધ મેરી પિયે સુધ મેરી પિયે અબ આય લઇ. ચેહેન. ૩
એસી હતી મન કયોં ન જતાઈ,
નિજજન પ્રભુ પિયાનિજજનપ્રભુઅબભઇસોભઇ.ચેહેન.૪

---

૧૭૦.

રાગ માલકોસ.

રગમગે આયે મેરે મન ભાયે. ટેક.

નેન ઉનીદે કાંહાં રેન ગુમાયે;
બાંસુરી ભૂલ કાંહાં કંગન ધડાયે. રગમગે. ૧
રંગ જાબુક પિયે લાગ્યો પાયમેં;
અંગ રહે પ્યારે અલસાયે. રગમગે. ૨

ભાગ્ય બડે જિને રસબસ કીને;
શ્યામ મનોહરસેં પિયે પાયે. રગમગે. ૩
નિજજન પ્રભુ અબ શોચ કરો જિન;
દર્શન દે નિશ શોચ મિટાયે. રગમગે. ૪

---

૧૭૧.

રાગ ભેરવી.

લુભાન્યો મન સાંવરી સુરતપેં લુભાન્યો,
મેરો મન સાંવરી સુરતપેં લુભાન્યો. ટેક.
જો કોઉ કછુ કહો સુન સજની,
ઇનતેં નહીં દુભાનો. લુભાન્યો. ૧
યેહી પ્રીતમકે અંગ રંગસોં,
એક મેક કર સાન્યો. લુભાન્યો. ૨
અબ કેસેં ભિન્ન હોય મેરી આલી,
દૂધ મિલ્યો જેસો પાન્યો. લુભાન્યો. ૩
મદન મોહનકી માધુરી મૂરત,
ઉરમેં ચિત્ર લિખાનો. લુભાન્યો. ૪
નિજજન પદ અંબુજ જ્યોં મધુકર,
રહત સદા લપટાનો. લુભાન્યો. ૫

---

૧૭૨.

## રાગ ભેરવીની ઠુમરી.

દરદ દિલ્લકા કહું કિનસૈં, મિલાવેં કોન મેહેબુબસૈં;
સલોને શ્યામ શાહાજંનસૈં, દરદ દિલ્લકા કહું કિનસૈં. ટેક.
મદંન મોહંન પિયારાનૈં, લુભાયા પ્રાણ જા દિનસૈં;
અકલ અબ હોરહીવૈંગંમ, કહો કોઇ જાય કહૈઇનસૈં.દરદ.૧
પીલાયા પ્રેમકા પ્યાલા, દીવાની હોં ભઇ ઉનસૈં;
બજી બંસી મદન ડંસી, રહા દિલ રાસ મંડલસૈં.દદદ.૨
છબિ પલકોંકે અંદમેં, છકા દિલ સાંવરા જિનસૈં;
ચરનનિજ દાસકીબિનતી,અરજમેરીસુનલે છિનસૈં.દરદ.૩

---

૧૭૩.

## રાગ ભેરવી.

અહો પિયે કાયેકું દેત ગલ બૈંયાં. ( બે વાર ) ટેક.
છુવો ન લંગર અબ પકડો ના કર મૈંરો,
જાવો જાવો જહાં સબ સુખ પૈયાં. અહો. ૧
સારી નિશા મેરી લાગી ન અંખિયાં,
મન બિરહબલ હોઇ રાહયાં. અહો. ૨
જિનકેં રસ બસ ભયે મનમોહન,
કાહુ નિજજનપેં રસ બરસૈયાં. અહો. ૩

---

૧૭૪.

## રાગ ભેરવી.

છાંડો નઇ બાંન પ્યારે કાહે રોકો બાટમેં,
જમના હે ગંભીર પ્યારે જાન દેહો ઘાટમેં. ટેક.
નાગર નટવર કિશોર મારે તીર માટમે,
ચાર પેહેર આઠો જામ ફિરત રહો ઠાઠમેં. છાંડો. ૧
નિજજનકે નાથ પ્રીત નાંહીં મિલત હાટમેં,
દુલરી ઢીલી છોડો શ્યામ પોઈ કોરે પાટમેં. છાંડો. ૨

---

# ભેરવી.

૧૭૫.

નાગર નટવર છેલ ગુમાની રે. ( બે વાર. )
નેનસેન મેરોમનહર લીનો,રોકીરહત દધિદાની રે.નાગર૦૧
ખેલત ગેંદ ગિરિ જમુનામેં,ચોરીહમ શીરઠાની રે.નાગર૦૨
ગેંદુકકે મિષહારટટોરત,ઉલટ સુલટ કહેબાની રે.નાગર૦૩
મધુરબચનકહીજાતકાનનમે, મનકીપીરપેહેંચાનીરે.ના.૪
સંગકીસખિસબઠાડીહસતહે, માનતનહિંકછુકાનીરે.ના.૫
એકકીઈંઢુરીફેંકચલાઇ, કાહુકોભરદીઓપાનીરે.નાગર૦૬
જાયઅચાનકહૃદયલગાઇ,આનંદઊરઅતિઆનીરે.નાગ.૭

કાહુસોંકહતભટુશીતબહોતહેંકમરીકીઓટદુરાનીરે. ના.૮
નિજજનપ્રભુસંગભઇમેંદીવાનીમુખસોંનજાતબખાનીરે.૯

---

## ભેરવી.

૧૭૬.

પ્યારી મુને લાગે છેજી મૂગટ લટક,
મૂગટ લટક ભૃકુટીકી ચટક, પ્યારી મુને લાગે૦ ટેક.
કટિ કિંકીની કાછની કાછે, પીતાંબરકી ચટક;
પ્યારી મુને લાગે છેજી મૂગટ લટક. ૧
સપ્ત સુરનસોંબજાય મુરલીઆં, મન હર લીનો હે ઝટક;
મોહે પ્યારી લાગે છેજી મૂગટ લટક. ૨
ગૃહ અંગના ન સુહાવત ભાવત,
શ્યામ મિલનકી ખટક;
પ્યારી મોહે લાગે છેજી મૂગટ લટક. ૩
કોઉ કછુ કહો સુન સજની લાગી મનમેં ચટક,
પ્યારી મોહે લાગે છેજી મૂગટ લટક. ૪
હોં તો નિજજન પ્રભુસોં મિલુંગી,
લોક લાજ સબ પટક;
પ્યારી મુને લાગે છેજી મૂગટ લટક. ૫

---

# ઠુમરી.

૧૭૭.

## રાગ કાફી.

જાનુંહું સબગુનભરેહો, મિત્રભલેં પરકપટખરેરે—એ રાગ.

કાહાજાનુંદિલકેસેં હરેહેં બિનદેખેં છિનકલનપરેહો. ટેક.

મનકીઅટકખટકકોંજાને, પ્રાનતિહારેગેહેનેધરેહો. કાહા. ૧

વક્રધનુષભૃકટીઉરવેંધ્યો, ચપલનેનસુંનેનજુરેહો. કાહા. ૨

અધર મધુર મુસિકાતમનોહર, દેદર્શનતનતાપહરેહો. કા. ૩

તનમનધનયોછાવરકરિકે, નિજજનપદઅંબુજમેં પરેહો. કા.

---

૧૭૮.

## રાગ કાફી.

બંક દગન ચિત ચોર લીએ હેં,
ચિતવત હેં કછુ સેન દીએ હો. ટેક.

તાછિનતેં મન પરત નહીં કલ,
શ્યામ નામ રટ લાગી હીએ હો. બંક૦ ૧

અધર મધુર પ્યારે બેનુ બજાવત,
ગૃહ અંગના નહિં લાગે જીએ હો. બંક૦ ૨

પ્રેમ પુલકિત ના રહ્યો ન પરત હૈ,
સો અંતરજામી પ્રાન પ્રિયે હો. બં૦ ૩
નિજજન પ્રાન જીવન ધન પ્યારે,
મિલિ સર્વસ દુઃખ દૂર કીએ હો. બં૦ ૪

---

૧૭૯.

રાગ કાફી.

જુલમી નેના જુલમ કર ડારી રે,
ખંજન મીન મૃગસેં અનીઆરી રે;
પલકન ઉપર વારી રે, જુલમી નેના જુલમ૦ ટેક.
નિરખ નિરખ મુખ પંકજ લોચન,
ચિતવનકી છબ યારી રે. જુલમી૦ ૧
કાહા કરૂં મન બસ નહિં મેરો,
બિન દર્શન જુગ ચારી રે. જુલમી૦ ૨
કુંજ સઘન બન ડોલત ખેલત,
ચલત ચાલ મતવારી રે. જુલમી૦ ૩
નિજજન પ્રભુ પ્રિયે રસ બસ કીની,
મિલ ગયે લોચન ચારી રે. જુલમી૦ ૪

---

૧૮૦.

## રાગ કાફીમાં ઠુમરી.

મેરી બૈયાં ન પકર ગિરિધારી શ્યામ. ( બે વાર )
મેં તો બિનતી કરિ કરિ હારી શ્યામ. મેહી૦ ટેક.
તુમ તો ભયે સો તનકે સંગાતી,
અબ કાહા સનદ તિહારી શ્યામ. મેરી૦ ૧
તુમ તો પિયા ઉનકે રંગ રાચે,
અબ કાહા ગરજ હમારી શ્યામ. મેરી૦ ૨
નેન ઉની દે પ્યારે રસમેં માતે,
રસ બસ કિયે વ્રજનારી શ્યામ. મેરી૦ ૩
ભોર ભયે આયે ઘર મેરે,
રેન ગમાઈ કહાં સારી શ્યામ. મેરી૦ ૪
નિજજનકે પ્રભુ શ્યામ મનોહર,
આજકી છબિ પર વારિ શ્યામ. મેરી૦ ૪

---

૧૮૧.

## રાગ ઉપરનો.

મોંતેં બરજોરી કીની અપની ઓર. ( બે વાર )
મેંતો પૈયાં પરૂં કર જોર જોર. મોંતેં૦ ટેક.

અચરા પકર મેરી બૈયાં મરોરી,
ગાગર શિરકી ડારિ ફોર. મોંતેં૦ ૧
લપટ ઝપટકે દધિ મેરો ખાયો,
ઔર ધરની પર દિયો ઢોર. મોંતેં૦ ૨
નેન ચપલ કરી ઘૂંઘટ ખોલે,
દેખત મુખ મેરો રહે નિહોર. મોંતેં૦ ૩
લંગર લરકવા શ્રી નંદ મેહેરકે,
પ્યારે શંક ન માનત કાહુ ઠોર. મોંતેં૦ ૪
ઘાટ બાટમેં રોકત ડોલે,
નિજજન પ્રભુ નટવર કિશોર. મોંતેં૦ ૫

---

૧૮૨.

રાગ કાન્હરો.

કીજે કૃપા શ્રી વલ્લભ નંદન,
અતિઅજ્ઞાનમૂઢમતિમેરી.દૂરકરો તૃષ્ણાકો ફંદન.કીજે.ટેક.
નિશદિનચરણકમલસેવતહું,તાતેંહોતહેદુઃખનિકંદન;
બહ્યોજાતભવસાગરમાંહી,નિજજનકહતકરિકરિવંદન.કી.૧

---

૧૮૩.

રાગ કાન્હરો.

નાંહિંન પ્રભુમેં યા રસ યોગ,
અતહીં અગાધ કૃપા મોહે કીની,
હિતસોં મોંહે દિયો હે સંયોગ. નાંહી૦ ટેક૦
વ્રથા પચ્યો સંસાર વ્યાધિમેં, તુમ ચરનન તજ દીનદયાલા;
સોતો કોઉ કામ ન આયો, તુમ બિન મેરે શ્રીનંદલાલા નાંહીન.૧
કીજે ક્ષમા મમ દોષ બોહોત હે, દીનદયાલ અભય તા દીજે;
છીજત તન અતિ દંભ કૃશિત મંન, કેસેં યહ તન રસમેં ભીંજે.૨
કામ ક્રોધ ઉમત્તતા બાઢી, સકલ દોષ અબ કીજિયે દૂર;
નિજજનકોં ચરનન અભિલાખા, સદા રહો મન યા રસ પૂર.ના.૩

---

૧૮૪.

રાગ નાયકી.

મોહનલાલ બનાવન આયો હે નીકો,
શ્યામ સુંદર ઘન નીલ જલદ તન શિર
સોહે સેરા ભાલ હે કુંકુંમ ટીકો. મોહન૦ ટેક૦
બદન કમલ રાજત મયૂરવત્,

નવલ઼ દુલે માનો રાધા રંજન જિયકો;
હરખત નિજજન નિરખત યહ છબિ,
નેહ નવિનો ગોપી હાર હિયકો. મોહન૰ ૬

---

૧૮૫.

રાગ ભેરવ.

જે જે શ્રી રસિકરાય રસકી નિધિ. ટેક.
ભૂતલ઼ પર પ્રગટ હોય ભક્તન કોલકે સખાય;
શિક્ષા દેત દૈવી જનનકું દેત ફલકી સિદ્ધિ. જેજે શ્રી. ૧
વિપ્રયોગ રસમેં લગ્ન લગાય દેત પ્રભુસોં લગ્ન;
દીન જાન નિજજન ઉપર કીજે કૃપા સબ બિધિ. જેજે શ્રી. ૨

---

૧૮૬.

રાગ કાફીની ઠુમરી.

કાના કપટ કરત સોતો જાની આજ,
પેં હેંચાની આજ, કાના કપટ કરત સોતો જાનીઆજ;
ભયે નિશંક રાખો કાંહેકું લાજ. કાના૰ ટેક.
અટપટ લટપટ બોલત બેન મુખ,

લંપટ લંગર તોરી જાની બાત. કાના૦ ૧
હટ હટ નટખટ જોરૂં ના નેન તાતેં,
દેખેગી બાટ જહાં રહે હો રાત. કાના૦ ૨
ચટપટ ઘટ ઘટ વાહિકી ચાહ પ્યારે,
નિજજનકે નાથ સોતો દરસ જાત. કાના૦ ૬

---

૧૮૭.

રાગ ઉપરનો.

પ્યારી હાહા ખાત માનોં બાત એક,
એરી ભોરી ચતુર જૂઠી કરો ન ટેક. પ્યારી૦ ટેક.
ડરત ધરત ડગમગત ચરન,
મન હરન નૈંન મેરી સામું દેખ. પ્યારી૦ ૧
કરક ઢરક સખે ધરની નૈના,
હોત વિકલ મહીં લાગે મેખ. પ્યારી૦ ૨
નટત ઘટત યહ સુખકી રેન,
નિજજનકે નાથ કહે મનહિ પેખ. પ્યારી૦ ૩

---

૧૮૮.

## રાગ જંગલો.

કેસેં ભરૂં અબ નીર,
સખીરી મેં કેસેં ભરૂં અબ નીર. ટેક.
શ્રી જમુના કિનારે મોહન ઠાડે,
તકી તકી મારત મટુકીમેં તીર. સખીરી૦ ૧
ઠાડી ભરૂં તો લાજ લગત હે,
ઉતરૂં તો જમુના ગંભીર. સખીરી૦ ૨
બાટ ઘાટ મોંતે રોક રહત હે,
લોક કરત મોંહે પીર. સખીરી૦ ૩
નેન સેનમેં ચિત્તહીં હરત હે,
સાસ નણંદ ધરત ન ધીર. સખીરી૦ ૪
નિજજનકે પ્રભુ ઠાડે નિકુંજન,
ખેંચ પકડ રહે ચીર. સખીરી૦ ૫

---

## ખ્યાલ.

૧૮૯.

તેરી સાંવરી સુરત ઘુઘરારી અલક,
ઘુઘરારી અલક બલખી રહી ઝલક. તેરી૦ ટેક.

શીશ શ્યામ રંગ સારી સોહે,
મુખ સોહે નથનીકી ઝલક;
નથનીકી ઝલક બેસરકી લલક. તેરી૦ ૧
નેન કમલ દલ અંજન સોહે,
રંગ સુરંગ ખુલતી ન પલક;
ખુલતી ન પલક હસતી હે મલક. તેરી૦ ૨
કર મોતીનકે કંકન સોહે,
શિર લટકનકી ઢલક જેહરકી ઝનક. તેરી૦ ૩

---

## ખ્યાલ.

૧૯૦.

રાગ ઉપરનો.

તેરી શ્યામ જુલક ઘુઘરારી હે,
ઘુઘરારી હે લટકારી હે. તેરી૦ ટેક.
ગૌર બદન માનો ચંદ્ર પ્રભાકર,
ઉર શ્યામ અલક સટકારી હે;
સટકારી હે સુખકારી હે. તેરી૦ ૧
મૃગ નેની પ્યારી સુરમા સારી,
ચિતવનકી છાબ ચારી હે;

ન્યારી અજબ અનિયારી હે. તેરી૦ ૨
નિજજન પ્રભુ પ્રિયકે મન માની,
ભર લીને અંકવારી હે;
અંકવારી હેં રીઝવારી હે. તેરી૦ ૩

---

૧૯૧.

રાગ ઠુમરી.

બતા દે સખી કોન ગલી ગયો શ્યામ—એ રાગમાં.
એરી એરી સખી મેરો પ્રિયા રસિયા,
સુનોરી આલી મેરો પ્રિયા રાસયા. ટેક.
જ્યાં નિરખું ત્યાં નેન રહેં પ્યાસે,
નિશ દિન ઉર બસિયા. એરી૦ ૧
ઉનસોં પ્રીત અધિકતા બાઢી,
જેસેં દૂજ શશિયા. એરી૦ ૨
શ્રી મદન મોહનકી રૂપ નિકાઈ,
રહે ઉરમે ફસિયા. એરી૦ ૩
મન હર લેત તનક ચિતવનમેં,
નિજજનકે પ્રભુ હસિયા. એરી૦ ૪

---

# ઠુમરી.

૧૯૨.

ખુની નૈંનાં ખંજર લગાય ગયોરી,
લગાય કે ઝમક હીયે લાય ગયોરી—એ રાગ.

મોંને નેનોંકી સેંનોંમેં કછુ કહે ગયોરી,
કહે ગયોરી, ચિત્ત લે ગયોરી. મોંને નેનોં૦ ટેક.

મદ ભરે નેન ચપલ અનીઆરે,
મોહે અંગ અનંગ રસ દે ગયોરી. મોંને નેનોં૦ ૧

હે નટવર શ્યામ મનોહર પ્યારો,
પ્યારો કરકે સંકેત કુંજમેં ગયોરી. મોંને નેનોં૦ ૨

કાહા કરૂં મે કેસેં મિલે પ્યારો,
મનકું તો સંગ આપ લે ગયોરી. મોંને નેનોં૦ ૩

निजजन પ્રભુ રસ કરી હોં દીવાની,
ગુરૂજનકો ડર મૈં રહ્યોરી. મોંને નેનોં૦ ૪

# વિરહનું કીર્ત્તન.

## ખ્યાલ.

૧૯૩.

રાજ થારો કુબજાસેં મન માન્યો,
હુમસે ન બોલના મહારાજ—એ રાગ.

અહો પ્યારે વિરહ વ્યથા તન તલપે,
ત્રિભૃંગી ટેડે કયોં ભએ માહારાજ. ટેક.

કાહાના કપટી કબહુ ન જાન્યો,
ઉનહીં હાથ મેરો માનહીં બીકાન્યો;
ઉનને નિષ્ઠુર પનો ઠાન્યો,
મેરો તન મન લીઓ માહારાજ. અહો૦ ૧

લોક લાજ સબ પટક પછાર્યો,
ગૃહકો કાજ સબ પીછો ડાર્યો;
તબ મન નાહિન હાર્યો,
તેડે રસ બસ ભયે માહારાજ. અહો૦ ૨

હિતવત ચિતવત ચંદ્ર ચકોરો,
તેરે પ્રેમ હમ તનહીં ઝકોરો;

નેનનતેં નાહિં દેત અકોરો,
ઇતતેં કીત ગયે માહારાજ. અહો૦ ૩

શ્રી વ્રજચંદ ફંદ મન માન્યો,
છલ બલ બાંનક ચિતમેં આન્યો;
યહ મન ક્યોં રસ સાંન્યો,
જો મધુપુરી છિયે મહારાજ. અહો૦ ૪

બેનુ બજાકે ચિત્તહીં ચોર્યો,
સુત પતિ તજી તુમતેં હિત જોર્યો;
કહે નિજજન અબ નાતો તોર્યો,
રંગ અબ કરે નયે માહારાજ. અહો૦ ૫

---

## વિરહનું કીર્ત્તન.

### ખ્યાલ.

૧૯૪.

રાગ ઉપરનો.

મધુપુરી રાજા મોહન માહારાજા, ગોકુલ સુધ ક્યોં ન કરો
માહારાજ. ટેક.

બેનુ બજાવત ધેનુ ચરાવત, મધુર મધુર સુર મુખતેં ગાવત;
કારી કાંવરી મન ભાવત, અબ નૃપ ક્રીરીટ ધરો
મહારાજ. મધુ૦ ૧

હમ વ્રજ ગોરી ભોરી મનકી, દેહ દિસા સબ ભૂલી તનકી;
ઉનમેં રીત સદા નવ ઘનકી, કીત ગરજો કીત જલ ભરો
માહારાજ. મધુ૦ ૨

ચોર ચોરકે માંખન ખાયો, દધિકો દાન લિયો મન ભાયો;
નેક સંકોચ ન આયો, કુબજા કાજ સરો
માહારાજ. મધુ૦ ૩

હેબિરહમોંહીંમોહનગોહન,વ્રજકીત્રિયનશ્રીગિરિધરસોંહન;
સબ મિલ બાટ લગી યહાં જોહન, અબ દુઃખ કયોં ન હરો
માહારાજ. મધુ૦ ૪

શ્રી ઘનશ્યામ કામ રસ બસકે, કુબજા ધામ રહે હો ફસકે;
સો માહારે જીયેં કેસેં સહી શકે, સો બિરહ દુધારા છરા
માહારાજ. મધુ૦ ૫

નિજજન દિનલીનદગબરસતાબનતિકરતમનતેંપદપરસત;
રેન દિના પ્રિયે બિન જીય તરસત સખી અબ કાહે લરો
માહારાજ૦ મધુ૦ ૬

---

# વિરહનું કીર્ત્તન.

## ખ્યાલ.

૧૯૫.

રાગ ઉપરનો.

અહો જલ ઘન જ્યોં ઉમડ ધુમડાને, ગરજે બરસે કહીં
માહારાજ. ટેક.

સુકી સલીલ ફલ ફૂલ સુકત હે, મોર ચાતૃક નહીંરટ ચૂકતહે;
કીર કપોત યોંહીં ઢુકત હે, સબ તરસે તહીં
માહારાજ. અહો૦ ૧

સારંગ ધનુષ ફનિગ જહાંકે તાંહાં, અંબુજ દેખત રહે રાહા;
ચકવા જુગલ મનહીં મનમેં ચાહા, સુખ સરસે નહીં
માહારાજ. અહો૦ ૨

કેહરી થર થર કદલિ કંપત, દસહરા કેસ હંસ ગતિ દંપત;
ઇતને નમન મનતેં ખોઈ સંપત, દુઃખ દરશે સહી
માહારાજ. અહો૦ ૩

તજીવ્રજભવનગવનકિયોમધુપુર,કનકલતાયહાંમુરઝીમુર
ઝમુર;
વિરહ અનલતેં ભઈ સબ ચુરભુર, તુમ ના ચાહ ચહી
માહારાજ. અહો૦ ૪

હે વ્રજનાથ હાથ મન નાંહીં, તુમહીં સાથ રહ્યો મન છાંહીં;
નિજજન તુમ તજ કિતહુ ન જાઈ, પદ પરસેં રહીં
માહારાજ. અહો૦ ૫

## ઠુમરી.

૧૯૬.

લગન લગી નહીં પ્રેમ પ્રીતકી, તબ તક દિલ્ન રહેચંગરે ટેક.
નેહ નિશાકી ફાંસ નિરાળી,
ચુંભીનહીંઅંતરકેઅંદર,પડચાઘાવનહિંઅંગરે.લગન૦ ૧
હોય જખંમ દિલ્ન જબર જુલંમસોં,
કૃષ્ણ અંગ રસસરસહે શ્યામને,રચ્યારાગકેરંગરે.લગન૦ ૨
મંત્ર મોહિનિ વે મનમોહનકા,
ચરણરેન નિજ દાસ શરણ સખી રંગે શ્યામકેરંગરે.લગન. ૩

## ઠુમરી.

૧૯૭.

હમેરે દિલ્નમે શ્યામ રંગ હે, તેરા દિલ્ન ગુલ નાર રે. ટેક.
શ્યામ રંગ રંગ તરંગી હે,
ધોને ફટનેસેં ન ઘટે, સખી ટુકડે હોવે હજાર રે. હમેરે૦૧

ઝાંઇ ઝલકતી ગુલનારીકી,
બુંદીઆં પાનીકી ગીરે, સખીરહેનરંગદિન ચારરે. હમેરે૦ ૨
દિલ્લ ભર સજની ચેન કોનકા,
ચરન રેન નિજ દાસ આપનકે, યેહી હૈં દિલ્લદારરે. હમેરે૦ ૩

## ખેમટા.

૧૯૮.

દીવાના કિયા, જાન કયા જાદુ ડાલા. ટેક.
સાંવરી સુરત મોહિની મુરત,
અપનેસેં મુજકું બિગાના. જાન૦ ૧
મેરી ગલીમેં આના જાના,
હમસેં કરનાં બાહાના. જાન૦ ૨
નિજજનસોં તિનિયાસેં રગબત,
હમ જલેકું જલાના. જાન૦ ૩

## શ્રી હરિરાયજીનું ધોળ.

૧૯૯.

રાગ-બાર માસીના રાગમાં ગાવાનું.

શ્રી કલ્યાણરાયજીને ઘેર બાજે બધાઇ રે,
પ્રગટ્યા છે રસિક શ્રી હરિરાય સ્વજન સુખદાઇ રે;

આસો માસ વદી પંચમી શુભ ગાઇ રે,
સૌ જન મન બાઢયો આનંદ ઉર ન સમાઈ રે.
વાહાલા વિરહાત્મક રસ રૂપ સ્વરૂપે નિરખું રે,
આપે મન વાંછિત ફલ દાન સ્વજનને સરખું રે;
છે પરમ દયાળ ગંભીર નેત્ર રસ ઝળકે રે,
સમરણ કરતાં માત્ર જાય દોષ પળકે રે.
શિક્ષા અનેક પ્રકારે કરિને વાહાલે દીધી રે,
રાખિ પદ અંબુજમાં ધ્યાન માની જેણે લીધી રે;
માની શિક્ષા તનમય ચિત્ત અનુસરશે રે,
તે સ્વરૂપાનંદ રસ રૂપનો અનુભવ કરશે રે.
કરી ગ્રંથ જ્ઞાન દઇ અર્થ કરિને સમજાવ્યા રે,
દીધાં મન વાંછિત ફળ દાન તાપ સમાવ્યા રે;
વાહાલા ચરણ કમળમાં ચિત્ત દાસ જાણી દીજે રે,
નિજજન મનમાં છે આશ એ રસ મન ભીંજે રે.

---

## શ્રી હરિરાયજી માહારાજની બધાઈ.

૨૦૦.

રાગ સારંગ.

શ્રી કલ્યાણરાય ઘર બજત બધાઇ,
પ્રગટે સુખનિધિ શ્રી હરિરાઈ;

સેવક જનકે સુખદ દયા નિધિ,
મંગલ ગાવો સબ મિલિ માય. ૧

કુંવાર માસ વદ શુભ તિતિ પંચમી,
પ્રગટે સ્વજનકી કરન સહાય;
વલ્લભ કુલકો દીપ ઉદિત ભયો,
અંતર આનંદ સિંધુ બઢાય. ૨

કોમલ બદન કાંતિ કરૂણામય,
નિરખતહીં ત્રય તાપ નસાય;
માનો શરદ ચંદ્રમા પૂરણ,
નેનનમેં ગિરિધર દરશાય. ૩

સદા રહત રસ મગ્ન વિરહમે,
વિપ્રયોગ રસ દાન કરાય;
ભ્રાત શ્રી ગોપેશ્વર મન રંજન,
ઉન મિષ ભક્તન શિક્ષા બનાય. ૪

કરિ કરૂણા નિજ ભૂતલ પ્રગટે,
દૈવી જન મન અતિ સુખ પાય;
અધમ ઉદ્ધાર કિયે પ્રભુ આપહીં,
કીજે કૃપા નિજજન જશ ગાય. ૫

---

# શ્રીમત્ ગોસ્વામિ શ્રી મગનલાલજી મહારાજની લાવણી.

૨૦૧.

શેહેર સુરતકે રહેવાસી, શ્રી મગનલાલ બંકા;
માહારાજા મગનલાલ બંકા, જગતમેં હે જિનકા ડંકા.
સેવા ઓર સિંગાર વિવિધ, શ્રી બાલકૃષ્ણજીકા;
કરે નિત બાલકૃષ્ણજીકા, કે સેવામેં ચિત્ત ઇનહિંકા. જ૦ ૧
પરમ દયાલ કૃપા રસ પૂરણ, શ્યામ બરન જિનકા;
મેઘ શ્યામ બરન જિનકા, કે કાનમે વાલી મોતીનકા. જ૦ ૨
શીશ ગુલાબી પાઘ ઢરક રહી, દુપટા જાલીકા;
સખીરી દુપટા જાલીકા, કાનમેં મોતી વાલીકા. જ૦ ૩
લર શીર પેચ લૂમ લટક રહી, હીરા કલગીકા;
સખીરી હીરા કલગીકા, સકલ દુઃખ મેટત દિલગીકા. જ૦ ૪
ખુલે બંધકે જામા સોહિયે, હે જરદોજીકા;
સખીરી હે જરદોજીકા, કામ સબ હે જરદોરીકા. જ૦ ૫
સૂથન સોહિયે સાટીનકી, ઓર મોજાં બૂટનકા;
ચમક રહ્યા મોજાં બૂટનકા, ચરનમેં મોજાં બૂટનકા. જ૦ ૬
બાજુ પોંહોંચી કડા મુદ્રિકા, પંખા ફૂલનકા;
શ્રી હસ્તમેં પંખા ફૂલનકા, લિયા હે રૂમાલહરારંગકા. જ૦ ૭

લટક ચાલ ભ્રોંહે ચટકીલી, સુરમા નેનનકા,
સખીરી સુરમા નેનનકા, મનોરથ પૂરત દાસનકા. જ૦ ૮
ઉદાર દિલ્લ પરમારથકા, ગુનગીને હે ઔગુનકા;
સદા ગુન ગીને હે ઔગુનકા,
निजजन કિયા દરસ ઉનકા, જગતમેં હે જિનકા ડંકા.

---

# શ્રીમત્ ગોસ્વામિ શ્રી વ્રજરત્નલાલજી માહારાજનું ધોળ.

૨૦૯.

લાલ તમારો લટકો જોઈ મને ચટકી લાગી પ્રેમ તણી–એ રાગે.

શ્રીવ્રજરત્નલાલજીની લટક ચાલ જોઇ મનમાંચટકીલાગીરે,
લોકલાજકુલનીમરજાદાસૌપટકીહુંભાગીરે.શ્રી વ્રજ૦ટેક.
શ્રી મગનલાલજીના સુત છોગાળા;
શ્રી ભામની વહુજીની કૂખ સોહાગીરે. શ્રીવ્રજ૦ ૧
શ્રી બાલકૃષ્ણ રસ રૂપ પ્રભુની,
સેવામાં ચિત્ત અનુરાગીરે. શ્રી વ્રજ૦ ૨
શ્રી મુખચંદ્ર નિરખી થઈ ઘેલી,
બાળલીલા રસ પાગીરે. શ્રી વ્રજ૦ ૩

આજે પધાર્યા પ્રભુ નગરી હમારી,
શ્રવણ સુણી હું તો જાગી રે. શ્રી વ્રજ૦ ૪
કેસરીયા ધોતી ઉપરાણા,
કેસરીઆ અંગ આંગીરે. શ્રી વ્રજ૦ ૫
નિજજન નિશ દિન લાડ લડાવે,
એમની પદ રજ માંગીરે. શ્રી વ્રજ૦ ૬

---

શ્રી કૃષ્ણાયનમઃ

## શ્રીમદ્‌ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી વ્રજરત્નલાલજી મહારાજનાં પ્રાગટયનાં ધોળ.

## ધોળ ૧ લું.

૨૦૩.

રાગ માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે.

ભાદો સાતેમની અજવાળી તિથ રળિયામણી,
પ્રગટયા સૂર્યપુર વ્રજરત્નલાલ મહારાજ;
શ્રીમદ્‌ગોસ્વામી શ્રી મગનલાલજીના લલા,
સેવે નિધિ સ્વરૂપ શ્રી બાલકૃષ્ણ શિરતાજ. ભાદો૦ ૧

સૂરજ ઊગ્યો પૂર્ણ કળાનો સૂરત શેહેરમાં,
કીધો વૈષ્વ જનને હૃદયે જ્ઞાન પ્રકાશ;
આપી અધરામૃત વચનામૃત સંભળાવી સદા,
વલ્લભ કુળ દીપક પ્રગટ્યા જન સુખવિલાસ. ભાદો૦ ૨

જે છે ગૌર વરણ કર ચરણ કમળ કોમળ અતિ,
દીસે મુખારવિંદ જેમ શરદ પુનમનો ચંદ;
લાજે મન્મથ રસ રૂપ દેખી મૂકી ગર્વને,
પ્રગટ્યા શ્રી વ્રજરત્નલાલજી બાળ મુકુંદ. ભાદો૦ ૩

છોટા છે પણ જેના મોટા લે ઓવારણા,
વાહાલા ચતુર શિરોમણિ પૂરણ પુરૂષોત્તમ;
લીલા દર્શાવે નિત્ય વ્રજની દર્શનને સમે,
પ્રગટ્યા માત જશોદા લાલિત પૂરણ બ્રહ્મ. ભાદો૦ ૪

રાજે બાલકૃષ્ણજી નિધિ સ્વરૂપ માથે સદા,
સેવા સામગ્રી શણગાર કરે પૂર પ્રેમ;
વૈષ્ણવ જન દર્શનથી પુલકિત તન આનંદીઆ,
ઝાંખી કરિને બોલે ધન્ય ધન્ય મુખ એમ. ભાદો૦ ૫

ધન ધન લાલબાવા છો ચતૂર સેવામાં ઘણા,
કેવી ચતુરાઇથી શણગાર કર્યાં શ્રી કૃષ્ણ;
જાણે બાલકૃષ્ણજી વચનામૃત મુખ ભાખશે,

છબિ નિરખી ધરિયું શું કરે પરસ્પર પ્રશ્ન. ભાદો૦ ૬
દેહ દષ્ટિથી દીસે લોકિક લીલા જીવને,
પોતે છે પુરૂષોત્તમ હરિ અલૌકિક બ્રહ્મ;
તે તો પૂર્ણ કૃપાને દિવ્ય દષ્ટિથી નિરખીએ,
જેને બાધા નહીં કંઇ કરે કાળ ને કર્મ. ભાદો૦ ૭
દેહ ગતિ સંસારી દીસે છે આ સંસારમાં,
તે સૌ માયાની ભૂલવણીની ભ્રમણાય;
નિર્ગુણ નટવર નાગર સગુણ થઇને પ્રગટીઆ,
દૈવી જીવ ઓદ્ધારણ કાજે ભૂતળ માંય. ભાદો૦ ૮
જે લીલા કીધી સારસ્વત કલ્પે નાથજી,
થાય જૂની માટે કરવાને પ્રત્યક્ષ;
પ્રગટચા વલ્લભ કુળમાં અદ્દ્ભુત લીલા દાખવે,
જેવો ભાવ જેને હોય તેવા દેખે ચક્ષ. ભાદો૦ ૯
રસિયા સેવાના વ્રજરત્નલાલજી છે ઘણા,
એવું દઢ નિશ્ચે થયું દર્શન કરીને આજ;
નિજજન વૈષ્ણવ સહુ રળિયાત થઇ મુખ ઊચરે,
ભૂતળ અવિચળ રહો વ્રજરત્નલાલ મહારાજ. ભાદો૦ ૧૦
વાહાલા અપરાધી પણ દાસ પોતાના જાણીને,
લેજો શરણે રાખો ચરણ કમળની પાસ;

"બાંહે ગ્રહ્યાની લાજ" એ બિરદ પોતાનું પાળજો,
કહે વિનવીને જમના મહારાણીના દાસ. ભાદો૦ ૧૧

---

## ઘોળ ૨ જું.

૨૦૪.

રાગ—નાહાના સરખા શ્રી નાથજી—એ રાગ.

ધન ધન દાહાડો રે આજનો. ટેક.
પ્રગટયા ભૂતળ આજ;
*શ્રી વાંકેલાલજીના લાડીલા,
વ્રજરત્નલાલજી મહારાજ. ધન ધન૦ ૧
ભાદો માસ સોહામણો, સુદ સાતેમ શુભ વાર;
પ્રગટયા સૂરત શેહેરમાં, માનો નંદ કુમાર. ધન ધન૦ ૨
આનંદ ઓચ્છવ અતિ ઘણો, શ્રી વાંકેલાલને દરબાર;
મોટા મંદીરને વિષે, થઇ રહ્યો જય જય કાર. ધન ધન૦ ૩
જનમ વધામણી સાંભળી, હરખ્યા શ્રી વાંકેલાલ;
ઉમગ્યો વૈષ્ણવજન સહુ, નરનારી વૃદ્ધ બાળ. ધન ધન૦ ૪
તાપી ત્રટ પર પધારીઆ, શ્રી વાંકેલાલજી મહારાજ;
વૈષ્ણવજનસૌટોળેમળ્યા,કરતાફૂલનીબરખાજ.ધનધન.૫

---

* શ્રી મગનલાલજી મહારાજનું ઉપનામ છે.

તોરણ બાંધ્યા રે દ્વારમાં, પધાર્યા મંદીરે મહારાજ;
દ્વારે વૈષ્ણવ ભીડ બહુ, લૂટાયા ઠોર પ્રસાદ. ધન ધન૦ ૬
ગહન ગતિ છે ગોવિંદની, જન્મ્યા દેવકીની કૂખ;
શ્રીજશોદાજીહાથેઊછર્યા,આપ્યું પુત્રનું સુખ. ધન ધન૦ ૭
એજ લીલા આપે દાખવી, પ્રગટી સૂરત માંહે;
ઊછર્યા છે એવી ભાતથી કારણ નહીં કળાએ.ધન ધન૦ ૮
શ્રી જદુનાથજીનાં રેલાડીલી, જશોદા બેટીજી પાસ;
ઊછર્યાઆનંદપ્રેમથી,વૈષ્ણવ જનસુખરાશ.ધન ધન૦ ૯
લીલા દર્શાવી પાળતાં, જશોદા બેટીજીને આપ;
પ્રસવ્યા વિણદૂધથાનમાં, ધાવ્યા પૂર્ણપ્રતાપ.ધન ધન૦ ૧૦
ગાય હતી એક કારમી, તેના દૂધનો આધાર;
ધરિયે જો બીજી ગાયનું, ઢોળી દેતા તે વાર. ધન ધન૦ ૧૧
એ વિણ અવર લીલા બહુ, કહેતાં આવે ન પાર;
પ્રગટયા વ્રજરત્નલાલજી, નિશ્ચે નંદ કુમાર. ધન ધન૦ ૧૨
મહારાજવ્રજરત્નલાલજી, રાખજો ચરણની પાસ;
વિનતી કરિયે કરજોડીને,જમનામહારાણીના દાસ.ધન૦૧૩

---

# ધોળ ૩ જું.

૨૦૫.

રાગ-વરઘોડો વરઘોડો વાહાલેમજીનો વરઘોડો રે-એ રાગ.

ધન્ય દિવસ રળીઆમણો,
જન્મ દિન લાલ બાવાનો;
શ્રી બ્રિજરત્નલાલ બાવાનો,
જનમ દિન લાલ બાવાનો. ટેક.
શુભ સાતેમ શુભ વાર શુભ જોગે;
શુભ દિન ભાદરવાનો. જનમ૦ ૧
કેશરી તિલક વાહાલે ભાળે ધર્યું છે;
કેશરી છે ધોતી ઊપરાણો. જનમ૦ ૨
કેશરી કટીમાં કટીમેખળા બિરાજે;
કેશરી છે પાઘ સોહ્યામણો. જનમ૦ ૩
ઢળકતી પાઘ સાથ મોતી સેર સોહે;
શોભે શિરપેચ હીરાનો. જનમ૦ ૪
કડ્ડા પોંહોંચી બાજુ હસ્તમાં ધર્યા છે;
શોભા જાણે સૂર્ય પ્રભા માનો. જનમ૦ ૫
કાને કુંડળ વળી લોલકાં ધર્યાં છે;
ચરણે શણગાર સોનાનો. જનમ૦ ૬

મોતીની માળા શ્રી કંઠમાં શોભે છે;
ગલુબંધ સાવ પંનાનો. જનમ૦ ૭
લટકાળા લાલ બાવા પ્રકાશે;
શોભે શણગાર તેમાંનો. જનમ૦ ૮
આપં પ્રકાશે શણગાર શોભાવે;
શોભે જગત એમ માનો. જનમ૦ ૯
ચરણ શરણમાં નિત્ય પ્રતિ રાખજો;
બાહાનો ધરી બાંહે ગ્રહ્યાનો. જનમ૦ ૧૦
જમના મહારાણીના દાસની;
વિનતી એહ પરમાણે. જનમ૦ ૧૧

---

## ધોળ ૪ થું.

૨૦૬.

રાગ-હળવે હળવે હળવે હરજી મારે મંદીરઆવ્યા રે-એ રાગ.

આજે આજે આજે રે આનંદ તણો છે દાહાડો રે;
બાજે બાજે બાજે છે બધાઇ તણા સુર સાદો રે. આજે૦ ૧
પ્રગટ્યા પ્રગટ્યા પ્રગટ્યા શ્રી વ્રજરત્નલાલ ગોસ્વામી રે;
ઉલટ્યાઉલટ્યાઉલટ્યાસર્વેંઅંતરઆનંદપામીરે.આજે. ૨

સારી સારી સારી છે શુદ સાતેમ ભાદરવાની રે;
વારી વારી વારી જાઉં છબિ પર લાલબાવાની રે. આજે૦ ૩
આનંદ આનંદ આનંદ આજે મોટા મંદીર માંહે રે;
જન્મ્યાજન્મ્યાજન્મ્યાજીવનજશોદાજીના જયાંહેરે. આ.૪
હરખ્યાહરખ્યાહરખ્યા મગનલાલ મહારાજગોસ્વામી રે;
નિરખ્યાનિરખ્યાનિરખ્યાનટવરનેમનઆનંદપામીરે.અ ૫
દીધા દીધા દીધા દાન દ્વિજોને ઉત્તમ કારી રે;
કીધા કીધા કીધા જાતિ સંસ્કાર આચારી રે. આજે૦ ૬
નિરખી નિરખી નિરખી હરખ્યા મંદીરમાં વહુ બેટી રે
હરખી હરખી હરખી ગાનારી મુખ મંગળ કહેતીરે.આજે.૭
ચાલી ચાલી ચાલી સર્વે મંદીર વૈષ્ણવ નારી રે;
ગાતી ગાતી ગાતી ગીતો કળશ શિર પર ધારીરે. આજે૦૮
ઊભી ઊભી ઊભી સૌ સુંદરીઓ મંદીર દ્વારે રે;
પ્રેમે પ્રેમે પ્રેમે પ્રીતમને તન મન ઓવારે રે. આજે૦ ૯
લૂટયા લૂટયા લૂટયા બહુ ઠોર પુરી પરસાદો રે;
બરખાબરખાબરખાફુલની,વરસ્યોવંનઅખાડોરે. આ.૧૦
સૂરત સૂરત સૂરત શેહેરને સનાથ પ્રગટી કીધું રે;
મૂરત મૂરત મુરતસોનાની તે સત્ કરીદીધું રે. આજે૦૧૧

ગાઉં ગાઉં ગાઉં ગુણ શું વરણીને વાહાલાના રે;
થાઉં થાઉં થાઉં શરણે નિત્યે નંદલાલાના રે. આજે૦૧૨
વિનતિ વિનતિ વિનતિ જમના મહારાણીના દાસે રે;
કીધી કીધી કીધી છે રાખો નિજ ચરણે પાસેરે.આજે૦૧૩

---

## ધોળ ૫ મું.

૨૦૭.

રાગ—કલ્યાણ.

શ્રી બ્રીજરત્નલાલ, મહારાજ છો કૃપાળ;
સેવકોનાં શ્રી હરિ છો, જગત પ્રતિપાળ. ટેક.
પ્રગટયા પોતે વિક્રમ સંવત્, ઓગણીશસો બાવંન;
ભાદ્રો શુકલ સાતેમ શુભ વારે, કરવાને પાવંન. શ્રી૦ ૧
પ્રત્યક્ષ પાર્ણું પ્રગટીને પ્રગટાવ્યું ભૂતળ માંય;
નીચ ઊંચ સૌનાં મન, આકર્ષ્યાં નમિયા સૌ પાય. શ્રી૦ ૨
દુસંગથી વિછરેલા દૈવી,–જીવ ઉદ્ધારણ કાજ;
બિરદપાળવાપ્રગટયા,શ્રીબ્રિજરત્નલાલમહારાજ. શ્રી૦ ૩
પ્રતાપને પ્રાક્રમનો મહિમા, મુખ વરણ્યો નવ જાય;
સનાથ કીધું સુરત શેહેરને, થઇ અમૃત બરખાય.શ્રી૦ ૪

જનોઇ સમયે પ્રતાપ અદ્‌ભૂત દેખાડયો નિરધાર;
ચરણ તળાસે છે લક્ષ્મીજી, દીઠું સૌ નર નાર. શ્રી૦ ૫
વૈષ્ણવ મહાજનનાં મન નિર્મળ, કીધાં શ્રી મોરાર;
વિઘ્ન હઠાવ્યાં પ્રતાપ બળથી, જમિયાં સૌ નરનાર. શ્રી૦ ૬
અંતરજામી રૂપે સૌ ન્યાતીનાં મન પ્રેરાઈ;
જમિયાંસૌઊજાણીઓચ્છવ, જનોઇનિમિતહરખાઇ. શ્રી. ૭
પ્રતાપવંતા શ્રીમદ્‌ગોસ્વામી વ્રજરત્નલાલ;
પતિવ્રત પાળક જીવતણા, સ્વામી છો દીનદયાળ. શ્રી૦ ૮
દયા કરીને ચરણે રાખો, કરીને નિજનો દાસ;
જમના મહારાણીનો દાસ કરે વિનતિ ધરિ વિશ્વાસ. શ્રી૦ ૯

---

## ધોળ ૬ ઠું.

૨૦૮.

રાગ—પૂનમચાંદનીનો.

સૂરજ ઊગ્યો પૂર્ણ કળાનો સૂરત શેહેરમાં રે,
મોટા મંદીરમાં પ્રગટયા છે પૂરણ બ્રહ્મ;
શ્રી વ્રજરત્નલાલ મહારાજ હરિજનના ધણી રે. ટેક.

વિક્રમાદિ સંવત્સરે, ઓગણીશ સો બાવંન,
ભાદરવા શુદ સપ્તમી, વાર રવિ પાવંન;
અનુરાધા નક્ષત્રે ને વિષ્કુંભ યોગમાં રે,
વૃશ્ચિક ચંદ્રે તૂલા લગ્ને પ્રગટયા નાથ. શ્રી૦ ૧
સૂર્યોદયથી નવ ઘડી, ને ચોપન પળ નિરધાર,
પ્રગટયા ચઢતા પોહોરમાં, જીવન જગદાધાર;
આત્મજ ગોસ્વામી શ્રી મગનલાલ મહારાજના રે,
ભામની વહુજી મહારાજના કૂખ તણા છે રત્ન. શ્રી૦ ૨
વલ્લભ કુળના દિનમણિ, નિશમણિ વૃંદાવંન,
વાહાલા વ્રજના રત્ન છે, વ્રજ જન પ્રાણજીવંન;
જશોદા બેટીજી મહારાજ તણા છે લાડકા રે,
પાળ્યા પ્રેમે બાવન દિન વરસ અગિયાર. શ્રી૦ ૩
જે સુખ ગોકુળને વિષે, આપ્યું જશોદા માત,
તે સુખ સર્વે પામીઆં, જદુ–સુતા સાક્ષાત્;
જદુ સુતા શ્રી જશોદા બેટીજી મહારાજના રે,
લાલિત નેત્રમણિ છે વાહાલા પ્રાણાધાર. શ્રી૦ ૪
બધાઇ પ્રાગટયની સુણી, આનંદ્યા માહારાજ,
હરિજન હઇડે હરખિયા, છોડયા સૌ ઘર કાજ;

આવ્યા મંદીરમાં સૌ મળિયા રસિયા રસ ભર્યા રે,
મુખથી ગાતા પ્રેમે જય જયના ઊચ્ચાર. શ્રી૦ ૫
વિકાર વિણ વધતું વપુ, શુકલ પક્ષનો ચંદ,
મુખ નિરખ્યું હરખ્યું હૃદે, પ્રગટયા બાળ મુકંદ;
નિરખો ધારી ધારી ગિરિધારી ગોવિંદને રે,
કંકુ વરણે પગલે સામુદ્રિક રેખાય. શ્રી૦ ૬
શંખ ચક્ર જવને ગદા, અંકુશ ઊર્ધ્વ રેખાય,
પદ્મ ચિન્હ ચરણે ધરી, વશ કરિયા વ્રજરાય,
એવા ગોસ્વામી વ્રજરત્નલાલ મહારાજને રે,
ચરણે રહિને સેવે સરશે સઘળાં કાજ. શ્રી૦ ૭
રત્ન ખચિત નખની પ્રભા, શશિ સમ ચરણ પ્રકાશ,
ચરણ સ્પર્શ જેણે કર્યા, તેની પોંહોંચી આશ;
કદલી થંભ સમોવડ ચરણ સકોમળ શ્યામના રે,
ચાલે મદગળતી મલપંતી વાહાલા ચાલ. શ્રી૦ ૮
કટી પાતળી શ્યામની, પોયણ સમ છે પેટ,
ત્રીવેલી વળતાં પડે, સાગર મોજા પેઠ;
દયા સાગર નટવર નાગર નિરખો નયન ભરી રે,
નવનીત પેરે છે સુંવાળા ગોરે વાન. શ્રી૦ ૯

હસ્ત કમળ ઓપી રહ્યા, શ્રી નખ ચંદ્ર પ્રભાય,
શોભા જોતાં બાહુની, રાજ્ય દંડ લજવાય;
કંબુ કંઠ અને ખાડાળી હરિની હડપચી રે,
અમૃત ઝરતાં અધર દિસે છે રાતા ચોળ. શ્રી૦ ૧૦
વદન કમળ હસતું સદા, દંત હીરાની હાર,
ત્રીલોકી હસતાં જુવે, ભાગ્યવાન નરનાર;
મહિમા શું વરણું વાહાલાનો વરણ્યો જાય નહીં રે,
ભૂતળ પ્રગટ્યા પોતે નિશ્ચે નંદ કુમાર· શ્રી૦ ૧૧
ભાળ તિલક શોભી રહ્યું, મૃગ મદ કુંકુમ વર્ણ,
શ્રી મુખ પ્રભા નિહાળીને, લાજી રવિ રહે શર્ણ;
પ્રતાપવંતા મહા ગુણવંતા ચતુર શિરોમણિ રે,
ભક્ત વત્સલ વૈશ્વાનર અશરણા શર્ણ. શ્રી૦ ૧૨
ચરણ કમળમાં રાખજો, નિશદિન શ્રી વ્રજરાય,
કર જોડી વિનતી કરે, સકળ સખા સમુદાય;
નાના, નગીન, રંગીલ, ધર્મ, જગુ, ગુલાબદાસને,
વલ્લભ સાધુ–ગાંધી જમનાજીના દાસ. શ્રી૦ ૧૩

## ધોળ ૭ મું.

૨૦૯.

રાગ—જ્યારે હું બાલકડી હુતી રે, જ્યારે હું બાલકડી હુતી;
બાળપણામાં ખાતી પીતી રમતી જમતીતી-એ રાગ.

વલ્લભ મુખ વાર વાર વદીએ,
વલ્લભ મુખ વાર વાર વદીએ;
ગોસ્વામી વ્રજરત્નલાલજીને,
ચરણે નિત્ય નમિએ. ટેક.

પ્રગટયા છે નિજ ઇચ્છાથી એ, ( બે વાર. )
ભાદરવાની અજવાળી શુદ સાતમની તિથિએ;
સુત શ્રી મગનલાલજીના, ( બે વાર. )
કૂખ તણા છે રત્ન માત શ્રી ભામની વહુજીના;
વાહાલા છે નિજ જનના મોહના, ( બે વાર. )
શ્રી જશોદા બેટીજી મહારાજ તણા છે તારા લોચનના;
સુરતમાં પ્રગટયા દિનમણિ એ, ( બે વાર. )
ગોસ્વામી વ્રજરત્નલાલજીને ચરણે નિત્ય નમિએ. ૧
પ્રભૂ જે પ્રગટયા ગોકુળમાં, ( બે વાર. )
તે પ્રભુ વલ્લભ કુળ માંહે પ્રગટયા સૂરતમાં;
દેવકી કૂખ વિષે અવતરી, ( બે વાર. )

માતતણું સુખ સર્વ આપી કરી જશોદા માત ખરી;
તેહ પ્રભુ પ્રગટયા લાલ બંકા, ( બે વાર. )
શ્રી જશોદા બેટીજીને માતૃ ભાવથી કહ્યા માત અંકા;
દેહ ધરી ભૂતળ વ્રજપતિએ, ( બે વાર. )
ગોસ્વામી વ્રજરત્નલાલને ચરણે નિત્ય નમિયે. ૨

નંદના નંદન જે કાહાના, ( બે વાર. )
જશોદા જીવન કૃષ્ણ ચંદ્ર જે પ્યારા વ્રજ જનના;
કરી જે બાળ લીલા વ્રજમાં, ( બે વાર. )
વરસ સંખ્યા એકાદશ ને બાવન દિવસમાં;
બતાવિ તે પ્રગટી સૂરતમાં, ( બે વાર. )
શ્રી જશોદા બેટીજી માહારાજને પોતે એટલી મુદતમાં;
છબિ એ ઊર અંતર ધરીએ, ( બે વાર. )
ગોસ્વામી વ્રજરત્નલાલજીને ચરણે નિત્ય નમિએ. ૩.

પ્રભૂએ વલ્લભ કુળ પ્રગટી, ( બે વાર )
શરણે લીધી કૃપા કરીને દૈવી નિજ સૃષ્ટિ;
જીવ જે શરણે આવે છે, ( બે વાર. )
બ્રહ્મ સંબંધ કરાવી ભક્તિના પંથે લાવે છે;
દયાના સાગર છે સ્વામી, ( બે વાર. )
પતિત તણી છે નાવ આપ ભવ સિંધુ તરવાની;

સ્વયંભૂ પ્રગટ્યા ધરણી એ, ( બે વાર. )
ગોસ્વામી વ્રજરત્નલાલજીને ચરણે નિત્ય નમિએ. ૪
જીવ ધરી હું મારૂં મનને, ( બે વાર. )
બને અપરાધી ભૂલી જઇને મંત્ર નિવેદનને;
મહા અપરાધી જીવડાના, ( બે વાર. )
દોષ સામું નવ જોશો બિરદ સંભારી પોતાના;
ચરણમાં રાખજો રે સ્વામી, ( બે વાર. )
જમના મહારાણીના દાસ કરે વિનતી શિર નામી;
સદા મુખ કૃષ્ણ કૃષ્ણ કહીએ, ( બે વાર. )
ગોસ્વામી વ્રજરત્નલાલજીને ચરણે નિત્ય નમિએ. ૫

---

## ધોળ ૮ મું.

૨૧૦.

રાગ—આચમન કીજે લાલ હો અલબેલા-એ રાગ.

આનંદની ઘડી છે આજ હો અલબેલા,
સુભાગ્યથી જડી છે આજ હો અલબેલા. ટેક.
હાંરે જનમ દિન વ્રજરત્નલાલજીનો,
વલ્લભ કુળના દિન મણિનો આજ હો અલબેલા. આ૦ ૧
હાંરે ભાદો માસની સાતેમ અજવાળી,

પ્રગટયા બ્રીજના વનમાળી આજ હો અલબેલા. આ૦ ૨
હાંરે મોટા મંદીરમાં થઈ લીલા લેહેર,
શ્રી બાલકૃષ્ણજીની મેહેર આજ હો અલબેલા. આ૦ ૩
હાંરે મગનલાલજી મહારાજના લાડીલા,
પ્રગટયા કરવા બાળલીલા આજ હો અલબેલા. આ૦ ૪
હાંરે ધન્ય પ્રગટયા ભામની વહુજી તણી કુખે,
નિજજનને આપવા સુખે આજ હો અલબેલા. આ૦ ૫
હાંરે વાહાલે પ્રગટી નિજજન સુખી કરીઆ,
કૃષ્ણ પ્રિયા વહુજી વરીઆ આજ હો અલબેલા. આ૦૬
હાંરે કૃષ્ણપ્રિયા વહુજી ચંપાનો છે છોડ,
મળી સરખે સરખી જોડ આજ હો અલબેલા. આ૦ ૭
હાંરે લાલ બાવા કૃષ્ણ સમ છે કૃપાળ,
વહુજી રાધા સમ રીસાળ આજ હો અલબેલા. આ૦ ૮
હાંરે કૃષ્ણ રૂપ બ્રિજરત્નલાલજી છે,
રાધા રૂપ વહૂજી છે આજ હો અલબેલા. આ૦ ૯
હાંરે લાલબાવા જેવા વહુજી છે ચકોર,
જોડી જૂગલ કિશોર આજ હો અલબોલા. આ૦ ૧૦
હાંરે જમના મહારાણીના દાસ કહે કોડે,
અવિચળ રહો સજોડે લાલ હો અલબેલા. આ૦ ૧૧

---

# ધોળ ૯ મું.

૨૧૧.

રાગ—કહાનુડે કામણ કીધલાં એ બેહેની પેલે
કહાનુડે કામણ કીધલાં.—એ રાગ.

ધન્ય ઘડી ધન્ય દિન આજનો,
રસીક જન ધન્ય ઘડી ધન્ય દિન આજનો ટેક.
જન્મ દિન ભાદ્રો સુદી સપ્તમીનો આજ છે,
શ્રી વ્રજરત્નલાલજી મહારાજનો. રસીક૦ ૧
પ્રસંનતાથી પ્રાણનાથ જાગીઆ પ્રભાતમાં,
પૂરવા મનોરથ નિજ દાસનો. રસીક૦ ૨
સવારમાં સુગંધી તેલ ફુલેલ કર્યાં શ્રી અંગમાં,
બેહેકે બહુ ઉબટનો સુવાસનો. રસીક૦ ૩
સ્નાન કીધું શામળે કેશર જળે આનંદથી,
અંગુછો કર્યો કોમળ કુમાસનો. રસીક૯ ૪
ધોતી ધરી કાનુડે કિનારિદાર કેશરી,
કેશરી વાઘો ધર્યો છે તાસનો. રસીક૦ ૫
વાંકી પાઘ કેશરી ધરી છબીલા છેલડે,
શોભે શિરપેચ મોતી સેરનો. રસીક૦ ૬
કેડે કટીમેખળા ને ધર્યાં ચરણે સાંકળાં,

શોભે રંગ કેશરી સુવર્ણનો. રસીક૦ ૭
નવ ગ્રહનો હાર કંઠી મોતીની શ્રી કંઠમાં,
ધર્યો ગળુબંધ છે જડાવનો. રસીક૦ ૮
ઓઢી ઇકલાઇ કસબિ કોર છેડાની કેશરી,
દર્શનનો દેખાવ બાળ ભાવનો. રસીક૦ ૯
કૃષ્ણ પ્રિયા વહુજીને આનંદ આજ અતિ ઘણો,
ધર્યો બહુ શણગાર વિવિધ ભાતનો. રસીક૦ ૧૦
સાડી ચોળી કેશરી ધર્યા આપે શ્રી અંગમાં,
વહુજી ઉરે પાર નહીં આણંદનો. રસીક૦ ૧૧
સેવા કીધી સજોડે શ્રી બાળકૃષ્ણજી તણી,
સમય સાચવી મંગળાથી રાજભોગના. રસીક૦ ૧૨
વૈષ્ણવો ટોળે મળ્યા છે પૂર રસ પ્રેમથી,
ભેટ કરી કરે સ્પર્શ ચરણનો. રસીક૦ ૧૩
કામિનીઓ કળશ લાવે શિર ધરી ઉમંગથી,
વાજે વાજાં વિવિધ સુર અવાજનો. રસીક૦ ૧૪
આજ સુરત શેહેર માંહે દીવાળીનો દિન છે,
ઘેરે ઘેર ઘોષ થાય સમાજનો. રસીક૦ ૧૫
ચરણે રહી વીનવું શ્રી બ્રીજરત્નલાલજી,
પુરજો કોહોડ જમનાજીના દાસનો. રસીક૦ ૧૬

---

## ધોળ ૧૦ મું.

૨૧૨.

રાગ—ભજ સત્ ચિત્ આનંદ બ્રહ્મ હરિ.–એ રાગ.

વલ્લભ નંદન ભજ ભાવ ધરી,
શ્રી બાળકૃષ્ણજીએ બહુ કૃપા કરી,
વલ્લભ નંદન ભજ ભાવ ધરી. ટેક.

સુરત શેહેર પર કૃપા કરીને વાહાલા,
પ્રગટયા આપો આપ હરિ. વ૦ ૧

સંવત ઓગણીશ બાવન વરષે,
વાર નક્ષત્ર યોગ શૂભ ધરી. વ૦ ૨

ભાદરવા શુદી સાતેમ તિથિએ,
પ્રગટયા શ્રી હરિ દેહ ધરી. વ૦ ૩

ગોસ્વામી મગનલાલજી મહારાજ ગૃહે,
પ્રગટયા બ્રિજના રત્નફરી. વ૦ ૪

નામધર્યું શ્રી વ્રજરત્નલાલજી વાહાલે,
ત્રીજી પેઢીએ એનું એજ વરી. વ૦ ૫

દર્શન દે વ્રજરત્નલાલ જીવને,
અદ્ભુત લીલા તણા પ્રેમ ભરી. વ૦ ૬

જે જીવ જેવા અધિકારી હોય તેને તેવા,
દર્શન દે છે લીલા નવી કરી. વ૦ ૭
આસુરી જન દેખે માણસ રૂપે પ્રભુ,
દૈવી જન દેખે દેવ કરી. વ૦ ૮
અજ્ઞાની આંખે દેખે કામી પુરૂષ પ્રભુ,
જ્ઞાનીની દષ્ટિએ નર હરિ. વ૦ ૯
દેહ દર્શી ને દેહ રૂપ દીસો વાહાલા,
તત્વ દર્શી ને કૃષ્ણ હરિ. વ૦ ૧૦
નંદકુમાર રૂપ વ્રજરત્નલાલજીને,
વૈષ્ણવ નીરખે નાથ વરી. વ૦ ૧૧
રાધા સ્વરૂપ કૃષ્ણપ્રિયા વહુજીની,
લીલા એવીજ મણા નહીં જરી. વ૦ ૧૨
કૃષ્ણપ્રિયા વહુજીને વ્રજરત્નલાલજી છે,
જૂગલ કિશોર રાધા કૃષ્ણ હરિ. વ૦ ૧૩
અંતર જામી વ્રજરત્નલાલજી વાહાલા,
દાસના દાસના નાથ હરિ. વ૦ ૧૪
ચરણ કમળમાં રાખજો સ્વામી,
કહે જમનાજીના દાસ કરગરી. વ૦ ૧૫

---

# ધોળ ૧૧ મું.

૨૧૩.

રાગ—શ્રી લક્ષ્મણ સુતને રે હેલી. એ રાગ.

ધન ધન વલ્લભ કુળને કહીએ,
જે કુળમાં ધરી દેહ હરિએ;
સૂરત શેહેર પર કરૂણા કીધી,
પ્રગટયા પુરૂષોત્તમ ગુણ નિધિ. ૧
શ્રી વ્રજરત્નલાલજી મહારાજે,
દેહ ધરી દૈવી જીવ કાજે;
પ્રગટયા સાતેમ સુદ ભાદરવે,
માયા મતના હરવા ગરવે. ૨
પુષ્ટિ મારગને વિસ્તરવા,
દૈવી જીવ ઓદ્ધરણ કરવા;
દીધાં દાન નિવેદન કેરાં,
ટાળ્યા જીવના ભવના ફેરા. ૩
દોષો જીવ વિષે જે ભાળ્યા,
બ્રહ્મ સંબંધ કરાવી ટાળ્યા;
શિક્ષા દિધી સમર્પણ કરવા,
હું મારૂં મોટમ પદ હરવા. ૪

સેવા તણા થાવા અધિકારી,
દીનતા ગ્રહે જીવ નરને નારી;
દીનતા જીવ વિષે જો આવે,
તો તે હરિનો દાસ કહાવે. ૫

દાસનો દેહ એ હરિનું ધામ,
સકળ મનોરથ પૂરણ કામ;
એવા દાસના દાસ કહાવે,
તે જન ચરણ કમળ રજ પાવે. ૬

ચરણે રાખી રાખજો લાજ,
શ્રી વ્રજરત્નલાલજી મહારાજ;
શ્રી કૃષ્ણપ્રિયા વહુજી મહારાણી,
વિનતી સેવકની ઉર આણી. ૭

કૃપા કરીને પૂરજો શાખે,
જેથિ શ્રી નાથજી શરણે રાખે;
વિનતી કરિ છે એ વિશ્વાસે,
જમના મહારાણીના દાસે. ૮

---

॥ श्री कृष्णायनमः ॥

# श्रीमद् गोस्वामी श्री १०८ श्री व्रजरत्न-लालजी महाराजनो

# ॥ विवाह खेल ॥

## संवत् १९६६.

## ધોળ ૧ લું.

૨૧૪.

રાગ—ગરૂડે ચઢી આવજો ગિરિધારી.—એ રાગ.

વલ્લભ કુળ માંહે પ્રગટયો છે દીવો;
શ્રી વ્રજરત્નલાલજી ચિરંજીવો,
વલ્લભ કુળ માંહે પ્રગટયો છે દીવો. ટેક.
ભાદરવાની સાતેમ અજવાળી,
પ્રગટયા દેહ ધરી શ્રી વનમાળી,
સૂરત શેહેરમાં થઈ છે દીવાળી. વ૦ ૧
પ્રગટયા ભૂતળ નંદના લાલ,
ફરી દેહ ધરી જશોદાના બાળ,
ધરી નામ શ્રી વ્રજરત્નલાલ. વ૦ ૨

મગનલાલજી મહારાજના તંન,
ભામની વહુજીની કુખના રતંન,
જશોદા બેટીજીના તન મન ધંન. ૧૦૩

વાહાલાના છે પ્રતાપ અતૂલ,
ભૂતળ પર કીધી કૃપા અમૂલ,
પ્રગટી સૂરત કીધું ગોકુળ. ૧૦૪

જન્મ દિનનો આનંદ અપાર,
કરતા માર્કંડ પૂંજા જે વાર,
વાંચતાં જોશી વરસ ફળ સાર. ૧૦૫

જોશી વચન બોલ્યા મુખ સરસે,
કન્યા લાભ થાશે રે આ વરસે,
તાર આવ્યો વેહેવાનો તે અરસે. ૧૦૬

મદ્રાસ શેહેરથી આવ્યો રે તાર,
વેહેવા કરવાને પૂછયો વિચાર.
લાલ બાવા માટે કન્યા છે સાર. ૧૦૭

કન્યા તરફનું માંગું રે આવ્યું,
વૈષ્ણવ મંડળીને મન ભાવ્યું,
વરરાજાનું મુખ શરમાયું. ૧૦૮

વાહાલે અતુલ પ્રતાપ બતાવ્યા,

માર્કંડ પૂંજા સમે માંગા આવ્યા,
વૈષ્ણવ સર્વેના મનડા રીઝાવ્યા. ૧૦ ૯
વિવાહ વાહાલાનો નિશ્ચે રે થાશે,
વૈષ્ણવ સર્વેની પૂરાશે આશે,
કહ્યું નમિને જમનાજીના દાસે. ૧૦ ૧૦

---

## ધોળ ૨ જું.

૨૧૫.

રાગ—બરાનપુરી.

શ્રીગોપીજનવલ્લભકહીએ,શ્રીમદ્‌ગુરૂચરણચિત્તધરીએ,
પછી વિવાહ ખેલ ઊચરીએ, લાલ બાવાનો.
શોભીતું છે સૂરત શેહેર, શ્રી બાલકૃષ્ણજીની મેહેર,
ત્યાં તો થઈ લીલા લેહેર, મોટા મંદીર વિષે.
જન્મ દીવસને શુભ ટાણે, માંગું આવ્યું સહૂ વખાણે,
કન્યા તરફ થકી સૌ જાણે, તાર આવ્યો રૂડો.
વાંચી તાર તણી વિગત, હરખ્યા વૈષ્ણવો તુરત,
ઉત્તર આપવાને ઝટ, બેઠા કમિટિ કરી.
વેહેવા કરવા છે નિરધાર, મળી કીધો એ વિચાર,
લખી જવાબ કીધો તાર, મદરાસ મધ્યે.

કન્યા તણી છબી સાફ, પડાવીને ફોટોગ્રાફ,
જન્મપત્રિકા પણ સાથ, વેહેલા મોકલી આપો.

સાખી ૧ લી.

પોંહોંચ્યો તાર મદ્રાસમાં, વાંચી અતિ હરખાય,
પછી પ્રસંન થઈ પત્રમાં, લખે શાસ્ત્રી સુબરાય.
સુબરાય શાસ્ત્રી જે કહેવાય, વહુજીના પિતાજી થાય,
તેમણે મોકલી ઉજ્ઞટ માંય, જન્મપત્રી ને છબી.
છબી કન્યાની નીહાળી, ફોટોગ્રાફ મધ્યે રૂપાળી,
રૂડી રાધા સમ રઢિયાળી, ભાળી ભાવિક જને.
વૈષ્ણવની કમીટી મળી, જોઇ છબી ખીલી કળી,
પોંહોંચે સૌના મનની રળી, મળતા વીશેક આવે.
તે વેળા જોશી તેડાવ્યા, બંને જન્માક્ષર જોવડાવ્યા,
મળતા વિશેક સારા આવ્યા, સાડી બાવીશ વસા.
વળતી જોશી બોલ્યા એમ, નાડી વેધ તણો છે વેહેમ,
બાકી સઘળી વાતે ક્ષેમ, વેહેવા જોડવામાં.
ટાળવા નાડી વેધનો વેહેમ, કીધી સભા ધરી પ્રેમ,
સૌએ નિર્ણય આપ્યો એમ, વેહેવા સુખેથી કરો.

સાખી ૨ જી.

કરો વિવાહ સુખે કહ્યું, જોશીની સભાએ,
વૈષ્ણવ જન હરખ્યા અતિ, વેહેવા કરવા જાએ.

વેહેવા કરવા ગયા સ્ટોર, ઇશ્વરદાસ રાખી જોર,
વાળી મૂછોની મરોર, અતિ હરખે ભર્યા.
પાછળ ગયા અંબાબાઇ, કરી સારી ચતુરાઇ,
સાથે રાખી સરસ્વતિ બાઇ, કીધી સગાઇ ભલી.
સુબરાય શાસ્ત્રીજીના લાલી, ચંપકલતા નજરે ભાળી,
કન્યા રૂડી ને રૂપાળી, લાલ બાવાને કાજે.
કરવા સુરતમાં લગંન, પેહેલી કીધી એ પકુંન,
પછી થઇને મગંન, વેહેવા કરીને આવ્યા.
સુબરાય શાસ્ત્રી સુરત માંય, આવ્યા કુટુંબ સાથે ત્યાંય.
વહુજીને નિરખી હરખાય, વૈષ્ણવ સરવે.
મંદીરના વિશ્વાસુ બાઈ, રાઈબાએ બહુ હરખાઇ,
કાઢી આપ્યા ઉલટ માંઈ, વહુજી માટે શણગાર.
પધરાવ્યાં વહુજીને સવારે, વાજતે ગાજતે મંદીર દ્વારે.
આપ્યાં આભૂષણ તે વારે, શ્રી બાલકૃષ્ણજી સમીપ.

સાખા ૩ જી.

શ્રી બાલકૃષ્ણજીને નમી, ધર્યાં વહુજીએ શણગાર,
હવે આરંભ કરવા લગ્નનો, વૈષ્ણવ કરે વિચાર.
વૈષ્ણવ મળી કરે વિચાર, કરવા લગંન કોણ પ્રકાર,
મેળવી જનોઇ કમિટિ સાર, જશોદા બેટીજી તણી.

મળી જનોઇ કમિટિ પેહેલાં, કીધા વિચારી રસ્તા સેહેલા,
સૌએ કરવા કામ વેંહેંચેલા, જે જે જનોઇ સમે.
એમણે લખવી કુંકુમ પત્રી એમણે કરવી સિદ્ધ સામગ્રી,
એમણે વસ્તુની ગણત્રી, કરી રાખવો હિસાબ.
એમણે મંડપ શુભ રોપાવી, હાંડી ઝુમર બહુ બંધાવી,
વળી મહારાજો પધરાવી, તેની કરવી બરદાસ.
એવાં સોંપ્યાં કામ સૌ માથે, ઊઠયા સર્વે ઉલટ સાથે,
થયા તત્પર સૌ સંગાથે, અતિ હોંસે ભર્યા.
રાખ્યા વાડી ને મકાનો, મહારાજોનો ઊતરવાનો,
વળી વૈષ્ણવ માટે ઠામો, રૂડા સુધરાવી.

સાખી ૪ થી.

સુધરાવી ને ઠામ સૌ, થયા સરવ તૈયાર,
જોશીજી તેડાવીઆ, કરવા લગ્ન નિરધાર.

કીધા લગન છે નિરધાર, ચૈતર વદ પડવો સોમવાર,
ઊગતેસૂરઘટિકાબાર,સંવત્ઓગણીસોછાસેઠ (૧૯૬૬.)
મોકલી કંકોત્રીઓ પ્રીતે, લખી વલ્લભ કુળની રીતે,
આગ્રહ કરીને વીગતે, પક્ષ ઊભયે મળી.
વહુજીના પિતા સુબરાય, ઊતર્યા વિઠ્ઠલવાડી માંય,

તેમાં લગ્ન સમારંભ થાય, બાંધ્યો મંડપ રૂડો.
અત્રે મોટા મંદીર માંય, મંડપ રચના રૂડી થાય,
દુલા વરરાજા કહેવાય, શ્રી વ્રજરત્નલાલજી.
મંદીર પ્રવેશના સારચામો, ત્યાં ત્યાં બંધાવી કમાનો,
લખ્યા વર કન્યાના નામો, જોડી અવિચળ રહો.
ગોસ્વામી શ્રી જીવનલાલ, જેને આવે છે બહુ વ્હાલ,
બીરાજ્યા છે ચોક રસાળ, કરે ગ્રહ શાંતક.
એટલે વાત સાંભળી નવી, પરિષદ્ સૂરતમાં કરવી,
તેની જાહેર ખબર ફેરવી, વૈષ્ણવ મંડળીએ.

સાખી ૫ મી.

ત્રણ દિવસો ઠેરવ્યા, પરિષદ્ ભરવા કામ,
લગ્ન અને પરિષદ્ મિષે, થયું સૂરત ગોકુળ ધામ.
ગોકુળ ધામ થઈ ગયું આજ, પધાર્યા સર્વે માહારાજ,
સાથે વૈષ્ણવના સમાજ, દેશ દેશ થકી.
ગોસ્વામી શ્રી જીવણલાલ, મધુસૂદનજી કૃપાળ,
ગોપેશ્વરજી વાગીશલાલ, દેવકીનંદનજી મહારાજ.
ગોસ્વામી બાલકૃષ્ણલાલ, સાથે ચિરંજીવી બે બાળ,
પધાર્યા શ્રી અનિરૂદ્ધલાલ, ગોપિકાવલ્લભજી મહારાજ.

ચિરંજીવી રણછોડલાલ, મધુસુદનજીના બાળ,
છોટા ભ્રાતૃજ બચુલ્લાલ, ગોપેશ્વરજીના.
વહુજી બેટીજી મહારાજ, દેશ દેશ તણા સૌ આજ,
પધાર્યા છે વિવાહ કાજ, અતિ હોંસે ભર્યા.
લાલબાવાનાં શુભ લગંન, સાંભળી હરખ્યા વૈષ્ણવજંન,
આવ્યાં દોડી થઇ પ્રસંન, દેશે દેશ તણા.

સાખી ૬ ઠ્ઠી.

દેશે દેશના આવીઆ, વલ્લભી વૈષ્ણવ જંન;
પ્રસાદ લેવા કારણે, ખોલ્યાં ગૃહ ભોજંન.

ખોલ્યું છે એક મોદીખાનું, સીધું પાકું આપવાનું,
ઘી ખાંડ લોટ દાળ ચોખાનું, ચોબે વરતેસરીને.
જેટલા પરદેશી નરનાર, જેને છે મરજાદ આચાર,
તે લે પ્રસાદ જઈ ભંડાર, છૂટા મેલી રે દીધા.
બીજા વૈષ્ણવ સૌ પરદેશી, ગોરધન વાડીમાં જઇ પેંશી,
જમતાં કુટુંબ સાથે બેશી, વિધ વિધ પકવાન.
કોઈ દિન જમાડતા કંસાર, કોઇ દિન પૂરી મોહનઠાર,
કોઈ દિન બૂંદી લાડુ સાર, સખડી દાળ સહિત.
જમતાં વાતો કરતા વળતી, સાચા વૈષ્ણવો છે સુરતી,

જેમાં ચૂક પડે નહીં રત્તિ, રૂડો કરે કારભાર.
એવા વખાણ કરતા મુખે, લેતા પ્રસાદ સર્વે સુખે,
કરતા ભેટો થઇ સનમુખે, લાલબાવાને.

સાખી ૭ મી.

વખણાયા છે આ સમે, સુરતી વૈષ્ણવજંન;
લાડકાલાડુ લાવતાં, હરખ ધરીને મંન.

લાડકાલાડુ લાવે નારી, વિધ વિધ મેવા ઉત્તમકારી,
થાળા ભરિ ભરિ કરમાં ધારી, વાગે વાજાં ધુંમકાર.
વાજાવાળા ધુંમ મચાવે, ઢોલી ટકોરખાને બજાવે,
ઓઢી પેહેરી વૈષ્ણવ આવે, મંદીર મંડપ વિષે.
લીલા મંદીર તણી નિરખી. વરરાજાને જોઇ મન હરખી,
માહાલે સાહેલડીઓ સરખી, વૈષ્ણવ નારી.
લૌકિક શોક દીધા સૌ છોડી, વૈષ્ણવ સર્વે પેહેરી ઓહોડી,
પ્રીતી લાલબાવાસું જોડી, ધન્ય ઘડી રે માની.
કરતાં દર્શન બહુ ઉમંગે, ફરતાં એક બીજાની સંગે,
જોતાં રંગેલા શુભ રંગે, મોટા મંદીરને.
ચૈતર વદ પડવે પ્રભાતે, નિકળ્યો વરઘોડો ભલિ ભાતે,
જમનાજીના દામ શોભા તે, વરણું સંક્ષેપે સુણો.

---

# ધોળ ૩ જું.

૨૧૬.

રાગ—ગરડે ચઢી આવજો ગિરિધારી.—એ રાગ.

શ્રી વ્રજરત્નલાલનો વરઘોડો,
જોવા કરતા સહૂ દોડાદોડો;
શ્રી વ્રજરત્નલાલનો વરઘોડો. ટેક.
જેજેકાર થયો રે સૂરતમાં,
ચઢયો વરઘોડો શુભ મુરતમાં,
મોટા મંદીરેથી નાણાવટમાં. શ્રી વ્રજર૦ ૧
રચના વરઘોડાની અતિ સારી,
પેહેલે ધજા વાળા ઘોડે સ્વારી,
પાછે દીઠા ડંકા ઘોડે ધારી. શ્રી વ્રજર૦ ૨
તેની પૂંઠે ઘોડા હારોહાર,
શણગારેલા કરતા ખોંખાર,
ચાલે એક પછી એક સાર. શ્રી વ્રજર૦ ૩
ચાલે સીપાઇ બંદૂકવાળા,
કરતા મારગ હીંડતા પાળા,
પાછે સાંબેલાઓ છે રૂપાળા. શ્રી વ્રજ૦ ૪
હાથી ચાલે છે મદગળ ચાલ,

તે પર સ્વરૂપ બે બિરાજે બાળ,
બચુલાલજી ને રણછોડલાલ. શ્રી વ્રજ૦ ૫
વાગે વાજાંઓ વિધ વિધ રાગે,
માહારાજોની ગાડીઓની આગે,
કરી દર્શન સૌ પગે લાગે. શ્રી વ્રજ૦ ૬
વાગે ઢોલ દદામા નફેરી,
વૈષ્ણવ જોવા ઉભા સેરી સેરી,
જાએ બલિહારી વરરાજા કેરી. શ્રી વ્રજ૦ ૭
શાહજન માહાજન મળિયારે ટોળે,
ચાલે ધીમે ધીમે એકી ઓળે,
જયજયશબ્દમુખેથકી બોલે. શ્રી વ્રજ૦ ૮
ખંમા ખંમા કરે છડીદાર,
આજુ બાજુ ચાલે જમાદાર,
પાછળ છત્ર ચંમર ધરનાર. શ્રી વ્રજ૦ ૯
વરરાજા શ્રી વ્રજરત્નલાલ,
મહા પ્રતાપી શ્રી ગોસ્વામિ બાળ,
નયણે નિરખતાં આવે છે વ્હાલ. શ્રી વ્રજ૦ ૧૦
વરઘોડા પઠે વૈષ્ણવ નારી,
ગાતી મંગળ ગીત ઊચ્ચારી,

જાતી વરરાજાને બલિહારી. શ્રી વ્રજ૦ ૧૧
ચાલ્યો વરઘોડો મોટી સડકે,
કણપિઠ થઇ નાણાવટ આવ્યો સટકે,
વિઠ્ઠલવાડી દ્વારે જઇ અટકે. શ્રી વ્રજ૦ ૧૨
પોંખી વરરાજા પધરાવ્યા પ્રીતે,
લગ્ન મંડપમાં રૂડી રીતે,
ગાતી ગાનારી મંગળ ગીતે. શ્રી વ્રજ૦ ૧૩
કન્યા પધરાવ્યા મંડપ માંએ,
ભણે વેદ પ્રોહિત મુખે ત્યાંએ,
મળ્યા હસ્ત કમળ જે બોલાએ. શ્રી વ્રજ૦ ૧૪
વલ્લભ કુળની રીતે લગ્ન થાએ,
વેદ મંત્રે મંગળ વરતાએ,
ઊડ્યા અક્ષત સહુ હરખાએ. શ્રી વ્રજ૦ ૧૫
હવે વહુવરનો વરઘોડો,
રાતે નિકળ્યો હતો બહુ મોડો,
સાર સંક્ષેપે કહું તેનો થોડો. શ્રી વ્રજ૦ ૧૬
જોવા લોકની ભીડ ભરાઇ,
મોટી શડક ગઇ ઊભરાઈ,
તજી ઊંઘ આવ્યા સહુ ધાઇ. શ્રી વ્રજ૦ ૧૭

નયને નિરખવા દૂલા દુલહની,
જાગ્યા ઉંચ નીચ સજ્જન સજની,
સૌએ માની આનંદની રજની. શ્રી વ્રજ૦ ૧૮
ચઢયો વરઘોડો રે નાણાવટથી,
જતો મંદીરે ઠાઠમાઠથી,
થતા અજવાળા વિવિધ ભાતથી. શ્રી વ્ર૦ ૧૯
છજ્જે ઝરૂખેથી નરનારી,
નિરખે વહુવરને ધારી ધારી,
પુષ્પ વધાવે છે જઇ વારી. શ્રી વ્રજ૦ ૨૦
ફોડે કોઠીઓ રસ્તે ઉમંગે,
વળી બપોરીઆ બહુ રંગે,
દીપે.વરકન્યા બહુ તે પ્રસંગે. શ્રી વ્રજ૦ ૨૧
ઝાડ ફૂટે છે ફડડ ફડાટ,
ઊડે હવાઈ સડડ સડાટ,
થાય આકાશે ગડડ ગડાટ. શ્રી વ્રજ૦ ૨૨
ફૂટે આકાશે ગોળા ફડાટ,
થાય રંગ રંગના ચળકાટ,
રસ્તે રોશની થઇ ઝળઝળાટ. શ્રી વ્રજ૦ ૨૩
એવી ફૂટે છે આતશબાજી,

અવાજે જાય ગગન ગાજી,
જોઈ થાતા સકળ જન રાજી. શ્રી વ્રજ૦ ૨૪
ઝળકે મંદીર રસ્તે કમાન,
રેશનીમાં પ્રકાશે છે નામ,
પ્રગટી માંડવે રેશની તમામ. શ્રી વ્રજ૦ ૨૫
વાજાં નગારાં વાગે અપાર,
મહારાજોની ગાડીઓની હાર,
પાછે દૂલા દુલહની છે સાર. શ્રી વ્રજ૦ ૨૪
પરણી પધાર્યા મંદીર દ્વાર,
નિરખી હરખી વદે જયકાર,
બાળવૃદ્ધ સકળ નરનાર. શ્રી વ્રજ૦ ૨૭
પરણ્યા વરકન્યા પોંહોંચી છે આશે,
વિવાહ કૃષ્ણ રાધા સમ ભાસે.
લીલા નિરખી જમનાજીના દાસે. શ્રી વ્રજ૦૨૮

